# બે દહેરીઓ

લેખક:

અંબાલાલ નાથાલાલ મીસ્ત્રી

બી. એ. એલએલ બી

ન્યાયાધીશ પાલીતાણા સ્ટેટ



પ્રકાશક

વિશ્વકર્મા કાર્યાલય

અમદાવાદ

ચાર આના

પ્રકાશક: વિશ્વનાથ ગીરધરલાલ એન્જીનયર, "વિશ્વકર્મા" કાર્યાલય-અમદાવાદ



## નિવેદન

"વિશ્વકર્મા" માસિકની ભેટ તરીકે કારીગર બંધુઓને ઉપયોગી થાય તેવી એક ગુજરાતી ડાયરી કે જેમાં ઈમારત સંબંધી પ્રાચીન શિલ્પશાસ્ત્રની તેમજ આધુનિક પદ્ધતિની માહિતી હોય તેવું એક પુસ્તક આપવા હું ઘણા વખતથી ઉત્સુક છું. ગયા વર્ષમાં પણ તે કાર્ય પાર ન પડવાથી સસ્તા સાહિત્યનું "પ્રભુમય જીવન" ખરીદી આપેલું. આ વખતે પણ તે પુસ્તક આપવાની મારી ઉમેદ હતી. પણ તે પુસ્તક તૈયાર કરવામાં ઘણો સમય જાય તેમ લાગવાથી હાલ તે વિચાર મુલતવી રાખ્યો છે. જો કે વહેલું મોડું તે પુસ્તક અપાશે તો ખરૂં જ. દરમિયાન પરમ સ્નેહી શ્રી અંબાલાલભાઈ કે જેમનાં "રૂદ્રમાળ" અને "કલાજીવન યાને હીરા ભાગોળ" પુસ્તકો ભેટ તરીકે અગાઉ અપાયાં છે. અને તે વાંચકોને ખૂબ પસંદ પડયાં છે. તેઓશ્રીની પાસે યાચના કરવાથી આ પુસ્તક તેમણે તરત જ મોકલી આપ્યું જે આપના કરકમળમાં મૂકવા ઈશ્વરકૃપાએ હું ભાગ્યશાળી થયો છું. આશા છે કે પ્રાચીનતાના ગૌરવ સમી આ વાર્તાઓ વાંચનારને અચૂક આકર્ષશે. **વિશ્વનાથ.**

## આભાર

ભાઈશ્રી અંબાલાલભાઈએ "વિશ્વકર્મા" માસિક અને મારા ઉપરની મમતાને લીધે આ પુસ્તક પ્રગટ કરવાની મને તક આપી તે બદલ તેમનો હું આભારી છું તે ઉપરાંત વિશ્વકર્મા માસિક માટે વખતોવખત પોતાના બ્લોકો વાપરવા આપતા તેમજ સૂચનાઓ કરતા શ્રીયુત્ રાવશંકર મ. રાવળનો હું આભારી છું. અને રા. રા. મગનલાલ કેસુરભાઇ મીસ્ત્રીએ આ પુસ્તકનાં પ્રુફ જોવામાં અને સૂચનાઓ આપવા બદલ અંતઃકરણપૂર્વક આભાર માનું છું. **વિશ્વનાથ.**

## નોંધ

આ પુસ્તક પ્રસિદ્ધ કરવા કોન્ટ્રાક્ટર જમનાદાસ દલપતરામ મીસ્ત્રીએ તેમનાં સ્વર્ગસ્થ માતુશ્રી વિજળીબાના સ્મરણાર્થે રૂા. ૧૦૦ આપ્યા છે તેમનો હું આભાર માનું છું. **વિશ્વનાથ**

મુદ્રક: મધુકર ગુલાબશંકર બક્ષી : ન્યૂ પ્રિન્ટીંગ વર્ક્સ : રતનપોળ—અમદાવાદ



કૉન્ટ્રાકટર જમનાદાસ દલપતરામ મિસ્ત્રીનાં સ્વર્ગસ્થ માતુશ્રી

**બાઈ વીજળીબા**

# અર્પણ

સિદ્ધરાજ મહારાજ ઇતિહાસના પાને અમર છે. ગુજરાતના એ મહાન સમ્રાટે પોતાના જીવન અને રાજ્યઅમલમાંથી અનેક અદ્‌ભુત કથાઓ પૂરી પાડી છે. મારી કલ્પના એ કથાઓ પર ઘણી વાર મુગ્ધ બની છે. જેથી એમના જીવન પ્રસંગોને સ્પર્શતી આ વાર્તાઓ એમને જ ઘણા માનથી અર્પું છું—મને સિદ્ધરાજ મહારાજનો જ અધિકાર સૌથી વધારે લાગે છે.

લેખક.

# પ્રસ્તાવના

**પાટણનાં** ખંડેર જોવા જનારને એક વિસ્મય થાય છે. સોલંકી-ઓની જાહોજલાલીનાં સ્મરણચિહ્નો હતાં ન હતાં થઈ ગયાં છે. જૂના પાટણના કોટનો એક બુરજ, છેલ્લો ક્ષત્રિયરાજા કરણ અહીં લડ્યો હશે તેવી કલ્પના ઊભી કરી જોનારને ગમગીન બનાવે છે. જૂના પાટણની ઈંટોના ટુકડા સારા રસ્તે વેરાયેલા હોય છે, પણ ક્યાંય ગત ગૌરવને ખડું કરે તેવું ભવ્ય સ્મારક જડતું નથી. રાણીવાવમાં ઊંડા ખાડા, થોડા પાણી અને ઝઝૂમતા થોડા પથ્થરો સિવાય બીજું સૌંદર્ય રહ્યું નથી. ભવ્ય સહસ્રલિંગ હતું તેમ કહેવાય છે તે સ્થળે તો તેનું નામનિશાને નથી પણ એક દહેરી ઊંચી પૂર્વાભિમુખ ઊભેલી નજરે પડે છે—તે અખંડિત છે. તે દહેરી જસ્મા સતીની. એની પાછળ સામે ટેકરી ઉપર બીજી નાની દહેરી વર્તાય છે તે મયા દેડની. પાટણનાં ભવ્ય સ્મારકો ગયાં—જમીનવત્ થઈ ગયાં અને આ નાની દહેરીઓ હજી યે કેમ અચલ ઊભી હશે?

કારણ એક દહેરી સતીત્વની જ્વલંત ભાવના પ્રગટ કરે છે; બીજી દહેરી બલિદાનનો મહિમા જગતને શીખવાડે છે.

પાટણના ગોંદરે તલાવ ગોડવા આવેલી એક ઓડણ સિદ્ધરાજ જેવા મહાન સમ્રાટને ય મૂંઝવે, શીખ દે અને ડારે—છેવટ કંઈ ઇલાજ નહિ રહેતાં શાપ દેતી જલી જાય પણ સ્ત્રીનું શીયળ અજીત રાખે તે ઘટના ઇતિહાસ અને સાહિત્યનો ગરવો વિષય બને તેવી છે. ઇતિહાસે તે ઘટના ઉલ્લેખી છે—ગુર્જર કવિઓએ તેને રાસોમાં ઉતારી છે. મેં એને વાર્તામાં ઉતારવાની હિમ્મત કરી છે—ઝમક-ભર્યા રાસડા આગળ તે સહેજ ફીકી લાગે તો ક્ષમ્ય ગણાશે તેવી આશા છે.

બીજી દહેરીની અદ્દ્ભુત કથા યે સહસ્ત્રલિંગ સાથે સંકળાયેલી છે. જસ્માના શાપે સહસ્ત્રલિંગની શોભા નિરર્થક બને છે. તેમાં પાણી ટકતું નથી. ધીકતી ધરા બલિદાન માગે છે. નહિ બ્રાહ્મણ, નહિ ક્ષત્રિય, નહિ વૈશ્ય કે ઇતર વર્ણ. પણ એક અંત્યજ—અસ્પૃશ્ય—ડોકે કુલડી અને પીડે સાવરણી લટકાવેલો કરગરતો–વિનવતો આગળ આવે છે અને કહે છેઃ 'મારૂં બલિદાન લો અને પાટણનું દુઃખ ટાળો.' આજે અસ્પૃશ્યતાનો પ્રશ્ન જોર કરી દેશ આગળ ખડો થયો છે ત્યારે એ મયાનું અપૂર્વ બલિદાન યાદ કરવા જેવું છે. ઇતિહાસે તેની નોંધ લીધી છે—કોઇ કવિ કે સાહિત્યકારે તેને સ્પર્શવાની દરકાર કરી નથી. મેં દહેરી જોઇ ત્યારે તે વિષે લખવાનું વચન દીધું હતું—ત્રણ વર્ષ પછી મયો એકાએક તે વચન મારી પાસે પૂરૂં કરાવે છે.

અને હું સિદ્ધરાજ મહારાજના ભવ્ય સહસ્ત્રલિંગ સાથે જોડાયેલી એ નાની પણ ગૌરવવંતી દહેરીઓની કથા વાચકના કરમાં ધરૂં છું. અર્વાચીન યુગનાં અજબ આંદોલનો ઝીલનારને ય તેમાં આધુનિક સમયની સમાનતાની ભાવના સંભળાશે કે 'પ્રભુના રાજ્યમાં ઊંચજીવન અને ઉન્નત ભાવનાનો કોઇનો ઇજારો નથી.''

મારે કહેવું જોઇએ કે વિશ્વકર્માના વાચકને માટે વહેતા સમયની ત્રણ વાર્તાઓ "બિલીપત્ર" રૂપે આપવાની ઉમેદ હતી. પ્રકાશકનો ઉત્સાહ છતાં 'બિલીપત્ર' છાપનારની હિંમત ચાલી નહિ. સરકારની સખ્તાઇનો તેને ડર લાગ્યો હિંદ પોતાનાં બાલકોના સ્વાર્પણોની કથાઓએ પ્રગટ ન કરી શકે તે સ્થિતિ જ ખચીત શોચનીય અને અસહ્ય છે—તેવી સ્થિતિ લાંબો વખત ટકી શકે નહિ. સન ૧૯૩૫ આવે તે પહેલાં તો હિંદ નવું જ બન્યું હશે તેવી મને તો પૂરી આશા છે.

પાલીતાણા
તા. ૭–૧–૩૩

**અંબાલાલ નાથાલાલ મીસ્રી**

શ્રી

# વિશ્વકર્મા જ્ઞાતિ હિતવર્ધક મંડળ

## ઉદ્દેશ

સુતારના વિદ્યાર્થીઓને પુસ્તક સ્કોલરશીપ અને ઇનામ આપે છે.

નિરાશ્રિતને ગુપ્ત મદદ અને વિશ્વકર્મા મંદિરમાં યથાશક્તિ સેવા કરે છે.

કારીગરીનું સુંદર **પ્રદર્શન** ભરી વિદ્યાર્થીઓ અને જ્ઞાતિ બંધુઓમાં ઉત્સાહ રેડે છે. અને **વિશ્વકર્મા** માસિક દર પુનમે પ્રગટ કરી, ગુજરાત, કાઠીઆવાડ, કચ્છ, કલકત્તા, અને આફ્રીકા વીગેરેના વિશ્વકર્મા સંતાનોને વાંચન પુરૂં પાડે છે.

## જ્ઞાતિબંધુઓને

તમો જીંદગીના, વાર્ષિક, અથવા માસિક મેમ્બર બનો.

## મંડળને ભુલતા નહિ

વેપાર રોજગારમાં લાભ થાય ત્યારે, પુત્ર પુત્રીના લગ્ન પ્રસંગે, તેમજ અન્ય શુભ પ્રસંગે આપનો ઉદાર હાથ લંબાવવા ભુલતા નહિ.

**સેક્રેટરી—વિશ્વનાથ ગીરધરલાલ એન્જીનીયર**
રાયપુર હજીરાની પોળ—**અમદાવાદ**




ધાર્મિક, હુન્નર
કળા-કૌશલ્ય
સામાજીક
વિષયો ચર્ચતું
માસિક

# જસમા

એકાએક મધરાતે સિદ્ધરાજ મહારાજનો હુકમ છૂટયો કે દુધમલ ભાણેજને બોલાવો. સેવકો દોડયા. થોડીવારમાં એક ઊંચો દેખાવડો પાતળી મૂછનો આંકડો ઉંચો ચડાવેલો, સાદાં વસ્ત્રોમાં સજ્જ થયેલો રજપુત હાથમાં તલવાર ઝાલી કંઈક ઉતાવળી ચાલે ચાલતો આવી હાજર થયો–મહારાજને નમી છટાથી નમસ્કાર કર્યા. સિદ્ધરાજ મહારાજ જે અગાસીમાં આંટા મારી રહ્યા હતા એ અટકયા અને નજીકની ગાદી પર તકીયાને અડી બેઠા. દુધમલને સામો બેસાડયો.

આવનારે પૂછવાની હિંમત કરી " મહારાજ! શી આજ્ઞા છે. અત્યારે શું કામ પડયું?"

" દુધમલ! પાટણમાં પાણીનું દુઃખ છે. પ્રજા પીડાય છે. એક મહાન સુંદર તળાવ બંધાવવા મેં નિશ્ચય કર્યો છે. મુનસરને ભૂલાવી દે તેવું ભવ્ય તળાવ પાટણમાં જેમ બને તેમ જલદી થવું જોઇએ. તળાવ ખોદાવવું શરૂ કરી દો."

પાટણમાં પાણીનું દુઃખ હતું તે દુધમલ જાણતો હતો પણ તેના નિવારણનો નિશ્ચય આમ એકાએક મહારાજ મધરાતે કરશે તેનો તેને ખ્યાલ નહોતો. એને કંઇક અસાધારણ લાગ્યું. તે પોતાનો

ભાવ છૂપાવી બોલ્યો—"મહારાજ! વિચાર બહુ સારો છે. આપનો હુકમ હોય તો કાલથી કામ શરૂ કરાવી દઉં!"

"પણ જેમ બને તેમ જલદી ખોદાવું જોઇએ. તૈયાર થઇ જવું જોઇએ. ને યાદ રાખો એક ખાબોચીયું નથી ખોદાવવું, ભવ્ય સરોવર! એ માટે ખાસ માણસો તેડાવો-ખાસ કારીગરોને આમંત્રણ કરો."

"ત્યારે તો ખોદવા માટે ઓડ લોકને બોલાવવા જોઇએ. મહારાજ! એમના વિના ત્વરાથી કામ નહિ થાય."

સિદ્ધરાજ મહારાજના મનને ભાવતું હતું તે જ ભાણેજના મોંથી કઢાવ્યું. તે બોલ્યા—'તરત જ તેડાવો, કાગળ લખો, માલવ દેશમાં એમનો ગરાસ છે. એમનામાં જે મુખ્ય હોય તેને અમારા નામથી પત્ર લખો. કહે છે કે જસ્મા ઓડણ નામની બાઇનો સૌ પર કાબુ છે. એને પત્ર લખો."

મહારાજે કંઈક અધિરાઇમાં જસ્માનું નામ લઇ નાખ્યું. દુધમલની આંખ ચમકી, પણ સિદ્ધરાજ મહારાજે જોઇ નહિ. એણે સ્વસ્થતાથી પૂછ્યું. "અત્યારે લખું?"

"હા, શો વાંધો છે? પ્રજાનું દુઃખ દૂર કરવામાં વિલંબ શા?" પક્કા સિદ્ધરાજે ગંભીરતાથી પ્રત્યુત્તર દીધો. પણ દુધમલ બધું કળી ગયો હતો. તેણે ન વર્તાય તેવું છાનું આછું સ્મિત કર્યું અને પત્ર લખવાનાં સાધન લેવા ઉઠ્યો. દીવા પ્રગટાવરાવી કલમ વગેરે લઈ તે સામો આવી બેઠો.

"મહારાજ! કેટલા ઓડ લખું–ને ઓડણો?" એણે સવિનય નમ્રતાથી પૂછ્યું.

સિદ્ધરાજ મહારાજ ક્ષણભર અટકયા, વિચાર કરી બોલ્યા—"લખો, અધલાખ ઓડ લખો ને સવાલાખ ઓડણી. જસ્માને લખો કાગળ વાંચી તુરતજ લઇ આવે. પાટણના દુઃખનો એને ખ્યાલ આપો."

દુધમલને સંખ્યા કંઇક બહુ મોટી લાગી પણ મહારાજને સલાહ આપવાની એ હિંમત કરવા તૈયાર નહોતો. એણે કલમ ઉપાડી. સિદ્ધરાજ મહારાજે જાતેજ કાગળ લખાવવા માંડયો. ને વિચાર કરી લખાવ્યો. જસ્માને ખાસ માન સાથે સંબોધન કર્યું. પાટણનું અનહદ દુઃખ આગળ કર્યું. કાર્ય તત્પરતાથી કરી નાખવાની જરૂરીયાત બતાવી. તલાવના મોટા વિસ્તારનો ખ્યાલ આપ્યો ને અંતમાં પાટણપતિને છાજે તેવા ગૌરવથી ઓડ ઓડણીઓ જલદી તેડી આવવાને જસ્માને ખાસ આમંત્રણ રૂપમાં આજ્ઞા કરી. અંતમાં મહારાજના નામથી સહી થઇ. મહારાજે કાગળ ફરી વાંચી જવા કહ્યું. દુધમલે વાંચ્યો, મહારાજને સંતોષ થયો લાગ્યો. તે બોલ્યા “ બરાબર છે. કાલ પ્રભાતે ખાસ માણુસ સાથે મોકલાવો. તમે જઈ શકશો ?”

“જેવી આજ્ઞા, બાકી મૂલદેવ બારોટને મોકલીએ તો ? આવા કામમાં બહુ પ્રવીણ છે. વિશેષ જસ્મા કદાચ ના પાડે તો એ ગમે તેમ સમજાવી કામ સિદ્ધ કરી આવે તેવા છે.” દુધમલે કંઇક સંકોચથી પણ નિખાલસતાથી સૂચના કરી. એણે જોયું મહારાજની અધિરાઇ મોટી હતી. ઓડોનો દેશ નજીક નહોતો અને પોતે ગમે તેટલો વહેલો પાછો ફરે તો પણ જશ મળવો મૂશ્કલ હતો. ને કદાચ જસ્માએ ના પાડી તો ? એણે જસ્માની ખ્યાતિ સાંભળી હતી. એ બધી બાબતનો ત્વરાથી વિચાર કરી એણે મૂળદેવ બારોટને આગળ કર્યા—મહારાજે ક્ષણભર વિચાર કર્યો—કાર્ય સિદ્ધ કર્યા વિના પાછા ફરવાની બારોટને ટેવ નહોતી. એમણે ઘણીવાર એમને કસ્યા હતા. એમણે સંમતિ આપી—બારોટને પોતાની અશ્વશાળામાંથી પવનવેગી ઘોડી તથા જોઇએ તો બીજા માણસ આપવાની પરવાનગી આપીને દુધમલને વખત નહિ ગુમાવતાં બારોટને જઇ મળવા કહ્યું.

“ નિકળ્યા પછી એ વખત નહિ ગુમાવે પણ પાટણ છોડતા પહેલાં દિવસો ગાળી નાખશે. મારા નામથી કહેજો કાલે એમણે નિકળવું જોઇએ.”

"નિશ્ચિંત રહો મહારાજ! બધી તજવીજ કરીશ" કંઇક છૂટકારો થયો માની દૂધમલ ભાણેજે મહારાજને નમી રજા લીધી.

સિદ્ધરાજ મહારાજ વળી ઉભા થઇ આંટા મારતા વિચારે ચડયા. પાછલી રાતનો ચંદ્ર પ્રકાશ એમના તેજદાર વદન અને તે વદનપર બેઠેલા ઉંડા ભાવને દશ્ય કરતો હતો. તે વિચારમાં ને વિચારમાં બોલ્યા. "વિધિને તે કંઇ વિવેક છે? કયાંય નહિ ને છેક ઓડજાતિમાં જસ્માને જન્માવી..."

આદિકાળથી સૌંદર્ય નિરખી જગત પાગલ બનતું આવ્યું છે. સિદ્ધરાજ મહારાજમાં તો એ ગુણ કે અવગુણ સારા પ્રમાણમાં ખીલેલો હતો. દૂર દૂર પોતાના મહાન શત્રુ યશોવર્માના માલવ દેશમાં ઓડ લોકોની એક જાતિ વસતી હતી, એમાં એક કુટુંબ સુખી સધન ને પ્રતિષ્ઠિત હતું. એને ત્યાં જાગીર ને રાજવૈભવ હતાં. પરંતુ સાથી વિશેષ તો એ કુટુંબમાં એક બાઇ કુલદેવી જેવી વિરાજતી હતી. એનું નામ જસ્મા ઓડણ, ઓડણ. પણ એના રૂપભંડાર આગળ એ વખતની સુંદરમાં સુંદર યુવતીને પણ શરમાવું પડે તેમ હતું. રાજરાણીઓના સ્વરૂપની કીર્તિ પણ ઝાંખી પડી જતી હતી. એ જસ્મા જેટલી સુંદર તેટલી પવિત્ર હતી–એની જ્ઞાતિના મનથી એ કોઈ મહાદેવીનો અવતાર હતી. એ મહાસતીના જીવતાં પણ શ્રદ્ધાળુ લોક એની માનતા રાખતાં.

સાચું અલૌકિક સૌંદર્ય ગમે તેટલું છુપાય પણ જગતનું ધ્યાન ખેંચાયા વિના નથી રહેતું. અને એ સમયમાં જ્યારે સ્ત્રીસૌંદર્યની ખાતર મોટાં યુદ્ધ મંડાતાં ત્યારે તેમ બનવું સંભવિત નહોતું. માલવ-દેશના જાચકો આવ્યા ને જસ્માને વખાણી–એ તરફના મુસાફરો આવ્યા તે સૌ જસ્માના રૂપ ગુણની વાતો લાવ્યા. સિદ્ધરાજ મહારાજના કાન ચમકયા ને પછી હૃદય ધબકયું. માલવ દેશ પર એમણે વેર લેવા પ્રથમ ચડાઈ કરી ત્યારે યુદ્ધ વિષે પોતે જાતે ગયા–ગુપ્ત તપાસ કરીને વેષ બદલી જસ્માને નજરે કરવાનું યે ચૂકયા નહિ–યુદ્ધ

તો ચાલુ રહ્યું પણ એમના હૃદયની સ્થિતિ ડોળાઈ ગઈ. આ જસ્મા! આ રૂપ! જે સમ્રાટોના મહાલયોમાં શોભે તે આમ ઓડોના પ્રદેશમાં અજ્ઞાત એક ખૂણે? રસિક વિલાસી પાટણપતિની ઊંઘ ઉડી ગઈ—પરમ શત્રુ યશોવર્મા એમને ઊંઘવા દે તેવો નહોતો પણ એથી એ વિશેષ એ દેશની એક ઓડણ સિદ્ધરાજ મહારાજના હૃદયને સતાવી રહી. એ જગતનું અમોલું સૌંદર્ય પ્રાપ્ત કરવા મહારાજે બુદ્ધિ કસવા માંડી—અને એકદા અણધાર્યો માર્ગ જડી આવ્યો. રાણીજીએ મહારાજના ગાઢા વિચાર દૂર કરવા પાટણના દુઃખની વાત કરી—પાણીનો ત્રાસ વર્ણવ્યો ને તીવ્ર બુદ્ધિએ સૂચના પકડી લીધી—સિદ્ધરાજ મહારાજે તલાવ ગોડાવાનાં વચન દીધાં ને દુધમલને તાબડતોબ તેડાવ્યો. જસ્મા ઓડણ પાટણને ગોંદરે તલાવ ગોડવા આવે—પછી?—મહારાજે દિલમાં ગણત્રી કરી. એમણે જાતે પત્ર લખાવ્યો ને જ્યારે મહારાજ પોતે લખાવે ત્યારે સંખ્યા એમના ગૌરવને છાજતી જ હોય ને? જસ્માને આંજવા લાખેથી એમણે વાત કરી. ને હેતુસર ઓડ કરતાં ઓડણોની સંખ્યા મોટી રાખી. સિદ્ધરાજ મહારાજનો એક મોટો ગુણ એ હતો કે વિલાસી વૃત્તિના દબાણ નીચે ગમે તેવા પરવશ હોય તો પણ છેક બુદ્ધિવિહીન બનતા નહિ—મુત્સદ્દી મટતા નહિ. તલાવ ખોદાવરાવવાની મહારાજની તત્પરતા જોઇ રાણીજી ઉલટાં રાજી થયાં ને એમને ડખલ વિના અગાસીમાં આંટા મારવા દીધા—એ સિદ્ધરાજ મહારાજ માળવાની દીશામાં જોતા—ઘડીકમાં ચંદ્ર સામુ જોતા બોલતા હતા—"જસ્મા! તું ઓડણ કેમ જન્મી?"

દૂધમલે મહેલમાંથી નિકળી જવાબદારીમાંથી મુક્ત થવા પ્રથમ તો મૂલદેવ બારોટના ઘર તરફ ચાલવા માંડયું. પરંતુ માર્ગમાં વિચાર થયો કે એ તીખા બારોટને પાછલી રાતની મીઠી નિદ્રામાંથી જાગ્રત કરવામાં જોખમ હતું. મહારાજની આજ્ઞા હતી એટલે બારોટથી લોપાય તેમ નહોતું. પરંતુ નિદ્રાભંગથી ચીડાઇ પક્કા બારોટ બ્હાનું કાઢી બેસે—વિલંબ કરી નાખે તો ઉપાધિ થાય—વિશેષ વહાણું વાવાની

હવે બહુ વાર નહોતી અને એમ બે ચાર કલાકની ઉતાવળ કરે જસ્મા ઝટ આવે તેવી નહોતી. જસ્મા યાદ આવતાં દુધમલને મામાનાં લક્ષણ યાદ આવ્યાં–મામાએ ઓડોના દેશમાં આંટો માર્યો હતો એની એને ખબર હતી. સિદ્ધરાજ મહારાજની સાથે એ પણ માળવાની ચડાઇમાં સાથે હતો. અને જો કે મહારાજે પોતાનો ભેદ નહોતો આપ્યો પણ જસ્મા ઉપર મહારાજની નજર છે એ વાત એ ચતુર રજપૂત સમજી ગયો હતો–દુધમલ તે જાણે છે એવો મહારાજને વહેમ પણ પડયો હતો–જેથી પત્ર લખવા એને તેડાવ્યો હતો–મુત્સદ્દી મામાએ જાણે પાટણનું દુઃખ ભાંગવા કેટલી કળાથી જસ્મા ઓડણને કાગળ લખાવ્યો–એ રસ્તે ચાલતાં હસી પડયો ને પછી સીધો પોતાને ઘેર ગયો–સવારમાં વ્હેલો ઉઠી તે બારોટને ઘેર પહોંચ્યો. મૂલદેવ બારોટ સ્વસ્થ થઈ દાતણ કરી હોકો પીતા હતા દૂધમલે એમની આગળ રાજ તરફની સોનામહોરોની કોથળી મૂકી મહારાજની આજ્ઞા કહી સંભળાવી ને પત્ર કાઢી હાથમાં મૂકયો–માલવદેશ જવા તુરત જ તૈયાર થવા સૂચવ્યું અને મહારાજની આજ્ઞા છતાં પોતે રાતના ઉંઘમાંથી એમને નહિ જગાડયા તે પણ કહી બતાવ્યું

"કવિરાજ! તમારા વિના કોઇથી આ કામ થાય તેવું નથી. એવું મહારાજે જાતે જ કહ્યું છે ને જોઈએ તો ઘોડારમાંથી ગમે તે ઘોડી લેવા રજા છે."

મૂલદેવ બારોટને કવિરાજથી સંબોધવા એટલે કોઈ પણ સ્થિતિમાં એમને પ્રસન્ન કરવા જેવું હતું. આજ સવારે તો કંઇક ખુશમિજાજમાં હતા. હોકો ઠીક જામ્યો હતો. અને પ્રાતઃકાળમાં ખુદ સિદ્ધરાજ મહારાજનું સોનામહોરોની થેલી સાથે કહેણ આવે એટલે પોતાની મહત્તાનું એમને સ્વાભાવિક ભાન થયું–દુધમલ ઉપર એમને હંમેશ પ્રીતિ હતી–જસ્મા ઓડણનું નામ એમણેય બહુ સાંભળ્યું હતું પણ એ પવિત્ર બાઈનાં દર્શન કરવાનો યોગ મળ્યો નહોતો. બારોટના મનમાં સિદ્ધરાજ મહારાજની નૈયત માટે ઝાંખી શંકા થઇ પણ એમણે હોકાની

લહેજતમાં મગજને બહુ તસ્દી આપવી ઠીક ગણી નહિ. એમણે રાજ આજ્ઞાને માથે ચડાવીને પોતે એ જ દિવસે પાટણની બહાર નીકળશે તેની ખાત્રી આપી. રાજાની માનીતી ઘોડી ઉપર બેસવાની તક આવી હતી છતાં ત્વરિત મુસાફરી કરવામાં રાજની ઘોડારમાંથી ઘોડી લેવી પડે તો પોતાની પ્રિય 'માણકી' ઘોડીને અપમાન પહોંચે એ વિચારે એમણે પોતાના માટે રાજની ઘોડી લેવાની ના પાડી. પોતાની સાથે એક નોકર રાખવા માગતા હતા તેના માટે એક સારી ઘોડી ઘોડાર-માંથી મંગાવી અને ઘરનાંને ખબર કહી મુસાફરીની તૈયારી કરવા માંડી.

મૂલદેવ બારોટે પુખ્ત ઉંમર પૂરી કરી વૃદ્ધત્વનાં ચિહ્નો ધારણ કરવા માંડ્યાં હતાં. પરંતુ એમનું શરીર પ્રચંડ ને મજબૂત હતું. એમનો ઉત્સાહ અને કાર્યશક્તિ ઘટ્યાં નહોતાં. રાજના કવિગણમાં પોતાને ય સ્થાન છે એ વિચાર એમના મનમાં કાયમ રહેતો-રણગીતો એ લલકારતા ત્યારે રણવીરોનાં જોમ ઝાલ્યાં રહેતાં નહિ-એ મુલદેવ બારોટ તીખા-સ્વમાની રાજાનું ગમે તેવું વિકટ કામ કરે-એક વેણ ઉપર તો જીંદગી ડુલ કરે તેવા-એ મૂલદેવ બારોટ જેમના વંશ જ જયદેવે કહેવાય છે કે જેણે પાછળથી કુમારપાળ મહારાજના વખતમાં જામીનગીરી પૂરી કરવા ઝમેરો પ્રગટાવી જૈન સત્તાને ઝાંખી પાડી હતી. એ બારોટે કર્તવ્ય સમજી હોકો છેટે મૂક્યો— આખો દિવસ મુસાફરીના તૈયારીમાં રોકાઈ એક વિશ્વાસુ નોકર સાથે ઘોડીનાં પલાણ માંડ્યાં અને સૂર્ય નમે તે પહેલાં તો પાટણના દરવાજા બહાર નીકળી ગયા. અને બન્યા તેટલા કોસ કાપી વાગડ જઈ રાત રહ્યા. બીજા દિવસે વહેલા ઉઠી એમણે પ્રવાસ આગળ વધાર્યો.

તેજદાર ઘોડીઓનું તેજ બારોટે કસોટીએ ચડાવ્યું—ડાયરા, કસુંબા ને આનંદમાં વખત ગાળનાર બારોટને જ્યારે કર્તવ્ય કરવાનું માથે આવતું ત્યારે પ્રમાદ ક્યાં ય પલાયન કરી જતો—દૂરદૂર ઓડાનો પ્રદેશ-બારોટે ઘણી મુસાફરીઓ કરી હતી-એક કરતાં વિશેષ ભાષા-ઓનું એને જ્ઞાન હતું-રાત વરત ખપ પૂરતો આરામ લેતા તેઓએ

માળવા દેશમાં પ્રવેશ કર્યો અને ઓડોના મુલકની પરછા કરતા જસ્માનો પત્તો પૂછવા લાગ્યા. ગાયો ચારતા ગોવાળોને પૂછ્યું-ખેતી કરતા ખેડુતોને પૂછ્યું-ભાત લઈ જતી ભાતવાળીઓને પૂછ્યું-પાણી ભરતી પાણીયારીઓને પૂછ્યું-ચોરે બેઠેલા ભાટ ચારણોને પૂછ્યું રસ્તે જતી આવતી બાઇઓને યે પૂછ્યું-સૌ કહેતું "આગળ જાઓ -આવા જઇ ઘર પૂછજો"-બારોટ જસ્માનું નામ દઇ પૂછતા-જેને પૂછતા તે કોણ જાણે શાથી જસ્માનું નામ પરિચિત છતાં વિચારમાં પડી જતું-મુસાફર તરફ ક્ષણભર ટીકી જતું અને જાણે પત્તો આપવામાં કંઇ અપ્રીત થતું હોય તેમ ખંચકાઈ એક જ જાતનો ઉત્તર દેતું કે હું ન જાણું ભાઇ-આગળ જઈ બીજાને પૂછજો. આવા નિરાશાજનક જવાબોથી પૂછપરછ કરતા મૂલદેવ બારોટ હિંમત નહિ હારતા માળવાની મધ્યમાં આગળ ને આગળ ધપે જતા હતા. એમની ગણતરી પ્રમાણે તેઓ ઓડોના મુલકમાં પહોંચી ગયા હતા. અસંખ્ય ગામડાં વટાવી તેઓ આખરે એક સ્થળે રાત રહ્યા-આરામ કર્યો અને વહેલા પ્રભાતે ઊઠી એક મોટા ઉજળા લાગતા ગામમાં પ્રવેશ કર્યો. અનુભવથી એમને જણાયું હતું કે જેને તેને પૂછવામાં સફળતા મળતી નથી. તેઓ આજૂબાજૂના ઘર જોતા ચાલ્યા એવામાં એક શેરીમાં આઠ-દસ વરસની ઉમરનાં છોકરાં એકઠાં થઇ રમી રહ્યાં હતાં. એમને જોઈ બારોટે ઘોડી તુરત જ ઊભી રાખી-એમણે સૌને પૂછ્યું હતું-નિખાલસ મનના નિર્દોષ બાળકોને પૂછ્યું નહોતું. છોકરાં ઘોડેસ્વારોને દેખી વિંટળાઇ વળ્યાં. એક ચાલાક છોકરાને સંબોધી બારોટે પૂછ્યું "છોકરા! જસ્મા દેવીનાં ઘર કેણી તરફ" છોકરે તુરત જ સહેજ આગળ આવી હાથ લાંબો કરી બતાવીને કહ્યું "પેલી ઉંચી અગનાસ જેવી મેડીઓ દેખાય તે—"

બારોટે એ તરફ જોયું "વાહ, મેડીઓ બહુ ઉંચી છે—"

બીજો છોકરો બોલ્યો. "એમનાં ઘરોને તો કોટ જેવી વાડ છે" ત્રીજો વળી બોલ્યો: "ને ઝાંપે તો ઘુઘરીઓ જડી છે" એટલે

ચોથાથી રહેવાયું નહિ "બારણા આગળ બિજોરીનું ઝાડ કેવું છે?" પાંચમાએ પુરતી કરી "ચોક વચ્ચે પારસ પીપળો કેવો શોભે છે?" બારોટને તો જરૂર કરતાં વધારે હકીકત મળી ગઈ. તે બોલ્યા:

"શાબાસ–છોકરા ચાલાક છે–અલ્યા તમે જસ્મા સતીને જોયાં છે?"

"કેમ નહિ અમે દર્શન કરવા રોજ જઇએ છીએ. રૂપાળી સાંગા માંચીમાં સોનાનો ચુડલો પહેરી માંડવીમાં બેઠાં હોય. પોપટને મીઠું મીઠું ભણાવતાં હોય અમને દેખી રાજી થાય, રમાડે ને આશિષ દે." છોકરાઓએ તો કેટલાંક સાથે કે વારા ફરતી એમ ઘણું કહેવા માંડયું અને જસ્મા સતીનાં ઘરોનો પોતાને પરિચય છે તેની ખાતરીમાં જસ્માના ઘરની સાખે પુતળીઓ જડી છે, બારસાખની મધમાં ગણેશ બેસાડેલા છે, ઘરની વળીઓએ હીર વીંટાળેલા છે અને મોભે મોતી જડેલાં છે. તેવી વિગત સ્પર્ધા કરતા હોય તેમ ઝડપથી કહી બતાવી. મૂલદેવ બારોટ જેમને અત્યાર સુધી અસંતોષકારક જવાબો મળ્યા હતા તે આ બાળકોની નિખાલસતાથી અને પવિત્રતા નાનાં બાળકો પર પણ કેટલી બધી અસર કરે છે તે જોઈ ખુશ થયા. એમને શુકન થયા લાગ્યા. છોકરાને ફરીથી શાબાસી આપી તેઓ ઠંડા પ્રભાતમાં જસ્માનાં ઉંચી અગનાસ વાળી મેડીઓવાળાં ઘરો તરફ ઘોડીઓ ચલાવીને થોડીવારમાં નિશાની વાળાં ઘરો આગળ આવી ઉભા રહ્યા.

છોકરાંનુ કથન સત્ય હતું. મોટાં ઉંચાઉંચા જાણે મહેલાતો હોય તેવા ઘરોને ચારે તરફ ફરતી કોટ જેવી મજબૂત લાગતી વાડ હતી અને મધ્યમાં ઉંચો ઝાંપો હતો એને ઘુઘરીઓ જડેલી હતી. ઝાંપો સહેજ ખુલ્લો આવકાર દેતો હોય તેવો લાગતો હતો. તેઓ ઘોડીઓ પરથી ઉતર્યા. બારોટે પોતાની લગામ નોકરના હાથમાં આપી પાઘડી ને વસ્ત્રો ઠીકઠીક કર્યા ને પોતે પ્રથમ સંકોચ છોડી ઝાંપો ઉઘાડી દાખલ થયા.

ચોકમાં શાળી છાયા કરી ઉભેલા, પીપળાના થડને ઘેરી કરેલા, ઉંચા પીળી સોનેરી માટીથી લીંપેલા, સ્વચ્છ ઓટલા પર માંચીમાં બેસી એક બાજુ આવેલા તુલસી ક્યારા આગળ ઉગમણી દિશામાં મોં કરી દાતણુ કરી મોં ધોઇ, લોહી, બે હાથ ઉંચા કરી એક બાઇ સૂર્યદેવને નમસ્કાર કરી રહી હતી. બારોટને નજર પડતાં જ ખાત્રી થઇ એજ જસ્મા–તેઓ હિંમત કરી કંઇક ખોંખારી આગળ વધ્યા–બાઇએ ઝાંપાની ઘુઘરીઓના ધમકારથી અને આવનારના અવાજથી સહેજ ચમકી ઝાંપા તરફ મોં કર્યું–અને સ્ત્રી સ્વાભાવિક સંકાચ એમના મુખ ઉપર છવાયો. પણ બારોટે તો સીધા ચાલ્યા આવી અતિમાનને ગંભીરતાથી કવિરાજને શાભે તેવી રીતે જુવાર કર્યા જસ્માએ એક દષ્ટિએ જ વૃદ્ધ પરદેશીને પારખી ભાવ સાથે આવકાર દીધો, " પધારો "–મેમાનના માટે તુર્તજ માંડવીમાં ઢાલીયા ઢળાયા–એમના નોકર તથા ઘોડાંનો બદોબસ્ત થઇ ગયો પ્રાથમિક આદરસત્કાર પછી નિવૃત થતાં બારોટે પોતાના આગમનનું પ્રયોજન કહી બતાવ્યું ને જસ્માના હાથમાં સિદ્ધરાજ મહારાજનો પત્ર મૂકયો.

" પાટણમાં પાણીનું દુઃખ મોટું છે, એ ભાંગવા રાજા મોટું તલાવ ગોડાવે છે. એમાં તમારૂં કામ પડયું છે તો કાગળમાં લખ્યાં ઓડ ઓડણોને લઈ ચાલો–એ કાજે ઠેઠ ગુજરાતથી અહીં સુધી આવ્યો છું. "

જસ્માએ કાગળ વાંચ્યો–ફરી વાંચ્યો–અધલાખ ઓડ સવાલાખ ઓડણી. એણે ઘણાં તલાવ ગોડયા હતાં પણ સિદ્ધરાજ મહારાજ જેટલા ઓડ ઓડણી કોઇએ તેડયાં નહોતાં, એણે પૂછ્યું " એવું તે કેવું તલાવ સિદ્ધરાજ ગોડાવે છે કે અધલાખ ઓડ ને સવાલાખ ઓડણી તેડી છે ? "

બારોટે પોતાની વાણીનો ઉપયોગ કર્યો. પાટણના દુઃખનો અતિશયોક્તિ કરી ચિતાર આપ્યો. સિદ્ધરાજ મહારાજના નામે અર્ધી પોતે કલ્પીત સહસ્રલિંગી સરોવરની યોજનાનો ખ્યાલ આપ્યો.

ગુજરાતની જાહોજલાલી વર્ણવી અને વગર વિલંબે તલાવ તૈયાર થાય તે અર્થે મોટી સંખ્યાની જરૂરીયાત બતાવી ને જેમ બને તેમ જલદી તૈયાર થવા સૂચવ્યું, જસ્મા કંઇક વિચારમાં પડી ને બોલી "વડીલને પૂછી જવાબ આપીશ"–કોણુ જાણે કેમ એના દિલમાં સિદ્ધરાજ મહારાજને કાગળ રૂચ્યો નહિ એણે પોતાના સસરાને ચોરેથી તેડાવ્યા. પાટણથી આવેલા બારોટની વાત કરી, પાટણના રાજાએ મોકલેલા કાગળની વાત કરીને શો જવાબ દેવો તે પૂછયું. સસરાએ બધુ સાંભળી માથું ધુણાવ્યું. "વહુ ભા ! ના પાડો આપણે એટલે દૂર નથી જવું."

જસ્માએ સ્વાભાવિક પૂછયું. "હું તો સહેજ પૂછું છું નહિ જવાનું કંઇ કારણ સસરાજી! ગુજરાતને રાજા મોટું તલાવ ગોડાવે છે, નાતનાં ઘણાં માણસોને મજુરી મળશે. આપણા દેશમાં મેહ વરસ્યા નથી, વરસ કાઠું છે, નાતીલાને રાહત મળશે. કહે છે પાણીના દુઃખે પાટણના લોકો પીડાય છે."

જસ્માના વિશુદ્ધ હૃદયને બીજી શંકા આવી નહિ. એણે તો પોતાની દષ્ટિએ પ્રશ્નને વિચાર કર્યો. પણ સસરાએ ફરી ડોકું ધુણાવ્યું.

"ના, વહુ આપણે શું દુઃખ છે! સિદ્ધરાજ આપણા દેશને દુશ્મન છે એના દેશમાં નથી જવું."

પણ જસ્માના ગળે વાત ઉતરી નહિ. દેશને દુશ્મન હશે પણ નાતના લોકને કાઠા વખતમાં રોટલો મળે તેવું કામ કરવાને ના શા માટે પાડવી. એણે ફરી સસરાજીને એ વાત સવિનય કરી પણ સસરાનું માથું નકારમાંજ હાલ્યું.

"જસ્મા ! એ વાત જવા દો. એ દેશના કુડા મનના લોક કુડીલા કાગળ લખે–આપણે નથી જવું!"

"પણ સસરાજી આપણુ મજુરી કરી જીવનારને કુડીલા કાગળ શું કામ લખે!"

વહુનો આગ્રહ દેખી સસરાએ દીલની વાત ડરતાં ડરતાં છી કહી. "વહુ ! ગુજરાત દેશ ઘણો દૂર રહ્યો, અજાણ્યો દેશ અજાણ્યા લોક, તમારૂં રૂપ અનુપ રહ્યું આફત આવે અને કુળને કલંક લાગે."

જસ્મા બધું સમજી ગઇ. સસરાની ના મરજીનું કારણ સમજી. એનું રૂપ અનુપ હતું એમ સૌ કહેતાં એ એ જાણતી હતી. પણ રૂપથી વિશેષ એના હૃદયની વિશુદ્ધતા હતી. પોતાનાં ઘરની શીળી માંડવીમાં એને રાજમહેલ કરતાં વધારે સંતોષ હતો. અને પોતાની પવિત્રતા સાચવવાની એનામાં શકિત હતી. શ્રદ્ધા હતી એનામાં અભિમાન નહોતું પણ હિંમત બહુ હતી સસરાની બીકથી કંઇક એ ઘવાતી બોલી—

"તેથી ના પાડો છો, વડીલ !"

"વહુ ! મને કોણ જાણે એ તરફ જવું નથી ગમતું. સિદ્ધરાજનો મને વિશ્વાસ નથી પડતો."

"એ કારણે જ ના પાડતા હો તો રજા આપો. સસરાજી ! હું જસ્મા ! સિદ્ધરાજ મને શું કરી શકનાર છે?" જસ્માએ આગ્રહ સાથે કહ્યું.

જસ્માની ઇચ્છાને પવિત્ર માની હમેશ માન આપવા ટેવાયેલા સસરાજી કંઈ બોલ્યા નહિ, એમણે એની સાસુજીની રજા લેવા સૂચવ્યું.

સસરાજીની સંમતિ મળી પરંતુ જસ્માના મનમાં વિચાર જાગ્યો. સિદ્ધરાજ મહારાજનો પત્ર સ્પષ્ટ હતો પણ તે વાંચતાં કોણ જાણે કેમ જસ્માને પોતાને ય ન સમજાય તેવી દિલમાં પ્રથમ ભયસૂચક આશંકાની લાગણી થઈ આવી હતી અને બારોટને 'હા' પાડવા જતાં જતાં અટકી ગઈ હતી. ખરી રીતે જ્યારે આવું સારૂં કામ મળતું હોય—નાતનાં લાખો માણસોને પોષણ મળે તેવી તક મળતી હોય ત્યારે વિચાર કરવા જેવું શું હતું ? જસ્માએ દૂરદૂર ઘણે ઠેકાણે એવાં કામ માથે લીધાં હતાં અને જશ લઇ પાછી ફરી હતી—પણ સિદ્ધરાજ જયસિંહનું તેડું ? એકના મનમાં હોય તે બીજાના મનમાં આવી જાય એ ન્યાયે સિદ્ધરાજના હૃદયનો ભાવ જાણે પત્રમાં પ્રગટ

થઇ જતો હોય તેમ જસ્માને મુંઝવણ થઇ. એણે મનથી, શાંતિથી વિચાર કર્યો–કદાચ સસરાજી કહે છે તેવી આફત આવે તો? એ પવિત્ર પ્રતિભાવાળી બાઈ એક જ નિર્ણય પર આવી–તોયે શું? વિશુદ્ધ હૃદયને પારકા મનનું કુડ શું કરી શકવાનું છે? સિદ્ધરાજ ગુજરાતનો સમ્રાટ છે–એની પાસે અમાપ સત્તા છે–પણ પોતે યે શું સામાન્ય નિર્માલ્ય સ્ત્રી છે? જસ્મા! એક ઓડણ પરંતુ એના દેશમાં એના નામની યે આણ વર્તાય–પોતાના દિલની પવિત્રતાથી એ બધે પૂજાય તે જસ્મા સિદ્ધરાજની સ્થૂલ સત્તાથી શું ડરી દૂર રહેશે? નહિ, નહિ, વખત આવે ગુજરાતના સમ્રાટને ય તે પહોંચી વળશે. જેનાં હૃદય એકદમ શુદ્ધ અને દૃઢ હોય છે એમનામાં એક પ્રકારની અજબ આત્મશ્રદ્ધા ને હિંમત હોય છે–અને સાથેસાથે દયા ને ઉદારતા હોય છે. બારોટે પાટણનાં દુઃખ વર્ણવ્યાં હતાં–પોતાના દેશમાં યે કાઠાં વરસ આવતાં નાતનાં લોકને સહાય કર્યા છતાં નિર્વાહ અઘરો પડતાં–પ્રભુએ પતિને ઓડ સર્જ્યા–પોતાને લાયક ઉદ્યોગ કરવાનો પ્રસંગ આવે શા માટે ફક્ત કાલ્પનિક ભયથી ના પાડવી?–બાઇએ પાટણ જવાનો નિશ્ચય કર્યો.

પરંતુ એણે સાસુ, જેઠ ને પોતાના બાપને ય પૂછી લીધું. સૌ પ્રથમ તો સસરાજી માફક ડોકાં જ ધૂણાવ્યાં ને કારણમાં એક સરખી જ બીક જુદીજુદી રીતે બતાવી–પરંતુ જસ્મા તો વધુ દૃઢ થતી ગઈ. અહા! સૌને ડર હતો રખે જસ્માનું રૂપ કુળ પર કલંક લાવે. જે જસ્માએ એવાં રૂપ ધારણ કર્યાં હતાં એ જસ્મામાં એની પવિત્રતા સાચવવાની શું શક્તિ નહોતી? વડીલોની શંકાથી ઉલટું એને કંઇક દુઃખ લાગ્યું ને પાટણ જવા વધારે તત્પર બની–પણ પતિ શું કહેશે? –એમની આજ્ઞા તો માનવી જ જોઇએ. રાતે એણે પોતાના પતિને બધી વાત કરી–પોતાની ઇચ્છાએ બતાવી, વડીલોનું મન શું છે તે વિષે પણ પડદો રાખ્યો નહિ.

જસ્માનો જુવાન પતિ શરીરે મજબુત ને દેખાવડો હતો-જસ્માને એના હૃદયના હૃદયથી ચહાતો હતો તેમ એના માટે બહુ માન ધરાવતો. જસ્મા જે કરે તે પવિત્ર અને ઉમદા જ હોય. એ તો દેવી હતી એમ એની ખાત્રી હતી. એણે તુરત જ હા પાડી-જુવાન હૃદયને દૂર મૂલક જવામાં કાંઇ જોખમ જણાયું નહિ-ઓડોને તૈયાર કરવાનું પોતે માથે લીધું ને બોલ્યો. "ઓડણોને સમજાવવાનું તારૂં કામ જસ્મા? ચાલો જઇએ-નવો દેશ જોઇશું-મઝા આવશે."

જસ્માના દિલમાંથી રહેલી આછી આનાકાની નિકળી ગઈ-પતિની સંમતી મળી પછી વિચાર કરવાની જરૂર નહોતી. એણે બીજે દિવસે પ્રભાતમાં બારોટને હા પાડી.

"બારોટ! ગુજરાત તો અમારા મનથી નવો મુલક રહ્યો જે કંઇ અમારા જોગ મજુરીનું કામ બતાવશો તે ખુશીથી કરીશું-અમને લાયક જે રોટલો મળશે તેથી સંતોષ માનીશું-પણ અજાણ્યા દેશમાં અમારામાંથી કોઇને અણુઘટતી હેરાનગતી ન પડે એ જોવાનું તમારૂં કામ. સિદ્ધરાજ મહારાજે તો કાગળ લખી મોકલ્યા પણ અમે તો તમારા ભરોસે આવવા હા ભણીએ છીએ."

બારોટો એ વખતમાં ખાસ સામાજિક હક્કો ભોગવતા મહાજનનું જોર એ સમયમાં વિશેષ હતું પરંતુ કવિ કે પુરોહિત, ચારણ કે કલાકાર આગળ છૂટથી વાત કરવાને સ્ત્રીવર્ગ શરમાતો નહિ કે અઘટીત ગણાતું નહિ. બારોટની ખાતરબરદાસ જસ્માની આજ્ઞા પ્રમાણે નોકર વર્ગ કરતો અને જસ્માએ જાતે જ એમના ઢોલીયાથી જરા છેટે બેસી ઉપર પ્રમાણે વાત કરી. જસ્માનાં ઘર-રહેણી કરણી વૈભવ અને ખાસ કરી એ બાઈની સંસ્કારી રીતભાતથી મૂલદેવ બારોટ આશ્ચર્ય જ પામ્યા હતા-ને જરૂર કોઇ અવતારી બાઇ લાગે છે એમ એમને પણ થઈ ગયું હતું. જસ્માનું કહેવું સાંભળી બારોટ એનું હાર્દ સમજી ગયા ને બોલ્યા:—

"બાઇ! તમોને બધાંને હું તેડવા આવ્યો છું અને જેમને હું

તેડીને લઇ જાઉં એમાંથી કોઇને દુઃખ પડે તો બારોટનું નામ લાજે, જરૂર પડે મને યાદ કરજો."

જસ્માને શાન્તિ થઇ—અને તેટલાં ઓડ અને ઓડણોને એકઠા કરી તૈયાર કરવાનું કામ ચાલ્યું.—

મૂલદેવ બારોટ થોડા દિવસ પછી જાણે મોટું સૈન્ય લઇને યુદ્ધ કરવા જતા હોય તેમ ઓડ ઓડણોની અગણિત સંખ્યા અને તેમના ઘરવખરીથી લાદેલાં આખલાં સાથે જસ્મા અને એનાં કુટુંબીઓને લઇ ગુજરાત તરફ જવા નિકળ્યા—જે અર્થે આવ્યા તે કામ સિદ્ધ થતું જોઇ એમને સ્વાભાવિક આનંદ થયો. પરંતુ જસ્માના શબ્દો એમને યાદ આવતા—જાણે કંઇક જવાબદારી લઇ જતા હોય એમ ઝાંખી છાયા રહ્યા કરતી.

કાંઇ નહિ, બાઇ જોગમાયા છે, ચિન્તા કરવાનું કારણ નથી એ વિચારે એમણે આશ્વાસન લીધું. દડમજલ મુસાફરી કરતો રસ્તે મોટા રેતના વાદળ ઉડાડતા માર્ગે જે જુએ તેને આશ્ચર્યમાં નાખતો મોટો સંઘ નિર્વિઘ્ને આખરે પાટણ નજીક આવી પંહોચ્યો. માર્ગમાં ઉતારા થતા ત્યાં બધી દેખરેખ જસ્મા રાખતી. સૌ જમતાં તે એ જમતી—સૌને ઊંઘાડી પોતે ઊંઘતી—સૌ કોઇ શા માટે એને પૂજતાં, તે બારોટને સમજાયું. પાટણ દૂરથી દેખાયું ને રાજાને વધાઇ છૂટી-બારોટે પોતાના નોકરને આગળ દોડાવ્યો.

રાજા તો અધિર બની ગયો હતો. બારોટે બહુ વિલંબ કર્યો તેમ માનતો હતો. એ પોતાની અગાસીમાંથી ઘણી વારે ચારે તરફ જોઇ નજર રાખતો હતો. એક વાર નમતા પહોરે પૂર્વ દિશામાં મોટું વંટોળ જાણે શત્રુ રાજા હલ્લો કરવા આવી પહોંચ્યો હોય તેમ નજરે પડયું તપાસ કરવા માણસો દોડવવા હુકમ કરે તે પહેલાં તો બારોટના સેવકે આવી સમાચાર આપ્યા કે જસ્મા ને ઓડ લોકોને લઇ બારોટ આવી પહોંચ્યા છે.

અધીરા થઇ ગયેલા સિદ્ધરાજ મહારાજને આનંદની ઉર્મી થઇ આવી. પરંતુ એમણે દાબી દીધી. થોડી ઘણી પૂછપરછ કરી પાટણનું દુઃખ દૂર કરવાની જાણે કેટલીયે ધગશ હોય તેમ એમણે નાનું મંડળ લઇ આવનારાઓના બંદોબસ્ત માટે જાતે સામા નિકળ્યા.

સૂર્ય નમતો હતો. પાટણના ગોંદરે સરસ્વતી નદીના કિનાર પ્રદેશના મેદાનમાં લગભગ અરધા કોસ સુધી ગરબડનો પાર નહોતો ઓડો ને ઓડણો તેમનાં જાનવરો ને સાધનોની સાથે રાખેલો સામાન એ બધાને માટે કામ ચલાઉ બંદોબસ્ત થતો હતો. રાજસેવકો સહાય કરતા હતા. જસ્મા મધ્યમાં પોતાનો મૂકામ નાખી સૌને થાળે પાડતી હતી. સિદ્ધરાજ મહારાજ પોતાની ખાસ મંડળી સાથે તલાવની વાતચિત કરતા મૂલદેવ બારોટને પ્રશ્નો પૂછવા ધાંધલભર્યું દૃશ્ય છેટેથી રસપૂર્વક જોઇ રહ્યા હતા. એમની દૃષ્ટિ કંઇક શોધતી હતી. પણ એ મહાન સમૂહમાં પત્તો લાગે તેમ ન હોતો.

વસ્તુસ્થિતિ પારખી ઓડોના ખાવા પીવાને રહેવા સુવા માટે બંદોબસ્ત કરવાના જાહેર હુકમો આપી બારોટને સાબાશી આપી બધી વિગત પૂછતા તે મને કમને પાછા ફર્યા. મહેલમાં આવી દૂધમલને બોલાવી ખાસ સૂચનાઓ આપી.

ઓડ લોક કંઈક જંપી ગોઠવાયાં હતાં. રાજ તરફથી તેમને ખાવા માટે ખીચડાં ને સુવા માટે સાથળા મોટા પ્રમાણમાં મોકલી આપવામાં આવ્યા હતા. તેની વહેંચણી થતી હતી, અહીં તહીં મશાલો ફરતી હતી. જસ્માના પતિ અને કુટુંબીઓ મદદ કરતાં હતાં, જસ્મા સહેજ થાકી મોટા સમુહની મધ્યમાં રેતીમાં કામળો પાથરી બેઠી હતી એવામાં જસ્માનું નામ પૂછતો એક રજપુત આવ્યો ને જુહાર કરી વિનયથી બોલ્યો.

"પધારો રથ તૈયાર છે, નગરમાં તમારા મોભાને છાજતા ઉતારાનો બંદોબસ્ત થઇ ગયો છે." જસ્માએ જુવાન રજપુત સામી દૃષ્ટિ કરી, તેના મુખ ઉપર સરળતા હતી, તે બોલી "અમોને ઘટતો

ઉતારો મળી ગયો છે. નગરમાં અમને ન ગમે, અમ ઓડ લોકને ગોંદરાં ભલાં."

"પણ તમે મોટા ઘરનાં રહેનારાં આમ ખુલ્લા મેદાનમાં."

"કાલે ઝુંપડી બાંધશું ને સુખેથી રહેશું ભાઈ."

"ના, ના, મહેલમાં તમારો ઉતારો રહેશે. રાજ આજ્ઞા છે. પધારો."

"જેની આજ્ઞા હોય તેમને કહેજો કે મહેલમાં તો રાણીઓ ને રાજકુમારો વસે. એમોને તો ઝુંપડા બહુ છે." જસ્માએ રાજઆજ્ઞા શબ્દ કાને પડતાં ચમકી સીદ્ધો જવાબ દીધો ને ઉમેર્યું: "પધારો, અમને અહીં આનંદ છે."

"પણ બારોટે કહ્યું છે તમે સુખવૈભવમાં રહેનારાં છો, અમારા મ્હેમાન કહેવાઓ." જસ્માએ રજપુતને વધારે બોલવા દીધો નહિ.

"ભૂલો છો, મહેમાન તરીકે નહિ પણ મજૂરી કરવા આવ્યા છીએ, અમારા ઘેર ગમે તેટલું સુખ હશે પણ અહીં સૌ સરખાં છીએ, સૌ ઓડ ઓડણો રહેશે તેમ અમે રહીશું, સૌ ખાશે તે અમે ખાઈશું માટે તસ્દી ના લેશો."

રજપુતને આ દઢતા આગળ શું બોલવું તે સુઝયું નહિ. બાઇની પવિત્ર પ્રભાવશાળી મુખમુદ્રાથી તે અંજાયો. એની દલીલો ઉડી ગઇ. રાજઆજ્ઞા તે વિસરી ગયો ને વધુ કંઈ પણ નહિ બોલતાં વિનયથી નમી એણે રજા લીધી. એ ગયો મહેલ તરફ. મહારાજને ખબર અપાઈ. પ્રથમ પગલેજ નિષ્ફળતા મળેલી જોઈ એ ધુંધુવાયા. દૂધમલ એમને નકામો લાગ્યો પણ એ બોલ્યા નહિ, બીજી સૂચના આપવા જતાં જતાં એ અટકી ગયા, દૂધમલને વિદાય કર્યો.

આખી રાત સિદ્ધરાજ મહારાજે બેચેનીમાં કાઢી, ને જસ્મા પાટણના ગોંદરે થાકી પાકી સૌની માફક નિશ્ચિંત ઊંઘતી હતી.

પાટણના ગોંદરે ઊંઘી વહેલા પ્રભાતે જસ્મા ઊઠી ત્યારે સવિતા-નારાયણે પૂર્વમાં અવર્ણનિય આછી પ્રભા છાંટી હતી. થોડે દૂર સર-

સ્વતિનો પવિત્ર પ્રવાહ મંદમંદ વહે જતો હતો. અણહિલવાડ પાટણના દેવાલયોનાં શિખરો આકાશ પ્રતિ ટીકી રહ્યાં હતાં, પાટણનો ઊંચો મજબૂત કોટ દૃષ્ટિગોચર થતો હતો; અને આજૂબાજૂ પોતાની જાતિનાં અસંખ્ય સ્ત્રી પુરુષો નવા મુલકમાં આવેલાં હોઇ સ્થિર થવાની આતુરતામાં વહેલાં ઉઠી હલનચલન કરી રહ્યાં હતાં, જસ્માનો પતિ પણ વહેલો ઉઠયો હતો. દાતણપાણી કરવા તે નદી કિનારે જવા તૈયાર થયો હતો. જસ્માની નજર નગર તરફ વળેલી જોઇ તે બોલ્યો, "જસ્મા, સિદ્ધરાજનું નગર તો મોટું લાગે છે, જોવા જેવું હશે." કોણ જાણે જસ્માના મનમાં એ વખતે શાયે વિચાર ચાલતા હશે. તેણે પતિ સામું જોઇ કહ્યું, "પણ સિદ્ધરાજના પાટણમાં હું પગ મૂકવાની નથી. પાટણના ગોંદરે રાજા બતાવશે ત્યાં તળાવ ગોડી પાછી વળીશ." તે વધુ બોલી નહિ. રખે પતિને પોતાનો પ્રત્યુત્તર નવાઇ જેવો લાગે અને ચિંતામાં પડે એ બીકથી તેણે તરત જ વાત ફેરવી. તેણે હમેશનું મંગળ સ્મિત કર્યું અને પતિને પ્રસન્ન કર્યો. તે પણ કુટુંબીઓને ઉમંગથી સાથે લઇ દાતણપાણી કરવા સરસ્વતિ કિનારે જવા તૈયાર થઇ. ગરીબ ઓડ લોકોને સરસ્વતિના કિનારે દાતણપાણી કરવામાં જિંદગીનો એક લ્હાવો લેવાતો હોય તેમ લાગ્યું. સૌ કોઇ પાટણ શહેર તરફ આશ્ચર્યથી જોતું ને કહેતું, "કેવું મોટું નગર! કેટલી ઊંચી મહેલાતો!" અને એવા નગરનો પતિ સિદ્ધરાજ, તેમનાં તેડયાં પોતે આવ્યાં હતાં એ વિચારે એમને આનંદ અને ગર્વ થયો. ફક્ત જસ્મા કંઇંક વિચારમાં હતી. સરસ્વતિના જળથી મોં ધોઇ એણે જ્યારે સુરજદેવને નમસ્કાર કરવા હાથ જોડયા ત્યારે એને ભાગ્યે જ ખ્યાલ હશે કે એ જ સરસ્વતિના કિનારે એની દેહરી એકદા ચણાશે અને એની માફક પૂર્વાભિમુખી બની અનિશ્ચિત દીર્ઘકાલ સુધી, જ્યારે સરસ્વતિનો પ્રવાહે ફરી ગયો હશે, પાટણની જાહોજલાલીનાં નિશાને નહિ રહ્યાં હોય ત્યારે ભાવિ પ્રજાને કંઈ કંઈ મૂંગો બોધ દેતી એકલી અટુલી શોભશે. ખચિત તેવો ખ્યાલ જસ્માના

મનમાં હશે જ નહિ. પાટણપતિનું મહેલમાં વાસ દેવાનું આમંત્રણ તેને રૂચ્યું નહોતું. પ્રભાતમાં પાટણ જોતાં જ તેમાં પગ નહિ મૂકવાનો એણે અણધાર્યો નિશ્ચય કરી નાખ્યો હતો અને આમ સુરજદેવને નમસ્કાર કરતી વખતેય તે રોજ કરતાં કંઈક વધારે ગંભીર છતાં તેના મનમાં કાંઇ પણ અમંગળ શંકા નહોતી, ઇશ્વરી સત્તા ને પવિત્ર મનની અચલતા ઉપર તેને શ્રદ્ધા હતી. એણે સવિતા નારાયણને સાક્ષીમાં બોલાવ્યા. મનમાં ને મનમાં આજે એ સહસ્ર રશ્મિ દેવને તસ્દી દીધી. "હે સુરજ દેવ ! સિદ્ધરાજના દેશમાં આવી છું. સોના સરીખી શુદ્ધ રહી છું તેવી રાખજે અને તેમાં જરીયે અશુદ્ધિ તને માલુમ પડે તે પહેલાં મને બાળીને ખાક કરજે." જસ્માએ ભાવથી, લાગણીથી માથું નમાવી નમસ્કાર કર્યા. પૂર્વ ક્ષિતિજમાં સવિતાદેવે પોતાનું મુખ ઉંચું કર્યું. જગત પર પ્રકાશ પથરાયો. ઓડ લોકો સવારના કામથી પરવાર્યા. હવે જેમ બને તેમ ત્વરાથી ઓડ લોકો માટે ઝૂંપડાં બાંધવાનાં હતાં. એમના માટે સ્થળ નિશ્ચિત થવા માંડયું. જસ્માએ પોતાના ઝૂંપડા માટે પણ થોડી જગા પસંદ કરી એવામાં મૂલદેવ બારોટે આવી જયજય કર્યા. "પધારો બારોટ!" જસ્માએ ઉભાઉભા આવકાર આપ્યો.

'શું થઈ રહ્યું છે?" બારોટે પૂછ્યું.

"હવે કાંઈક માથે છાયા જેવું કરીશું ને?" જસ્માએ કહ્યું.

"એ માટે જ હું આવ્યો છું." બારોટે આવવાનું પ્રયોજન કહેવા માંડયું, તે પહેલાં વિચાર કરવા અટકયા.

"કેમ અટકયા?" જસ્માએ પૂછ્યું.

"એક વિનંતિ સ્વીકારો" બારોટે ગૌરવભરી સભ્ય રીતમાં કહ્યું.

"શું?"

"હું તમારે ત્યાં આવ્યો હતો તે તો યાદ હશે—"

'હા—એટલી વારમાં હું ભૂલી ગઈ હોઈશ.'

"ને—તમે મને કેટલા આદરથી રાખ્યો હતો?"

"એમાં શું? તમે મારા મ્હેમાન હતા."

"ત્યારે હવે તમે મારા મ્હેમાન છો. પાટણમાં તમે આવ્યાં છો. મારે ત્યાં ચાલો, ગમે તેટલું રહેજો. મારી જૂદી ડેલી ખાલી પડી છે. ત્યાં રહેજો તમારી મરજાદ સચવાશે." બારોટે સરળતાથી ને પોતાની સ્વાભાવિક ખાનદાનીથી પ્રેરાઈ જસ્માને આમંત્રણ દીધું. પણ જસ્માએ ડોકું ધૂણાવ્યું. આગલા જ દિવસે રાજાના નામે કોઈ પુરુષ તેડવા આવ્યો હતો. નગરમાં નહિ જવાની એણે પ્રતિજ્ઞા લીધી હતી. બારોટના કથનમાં તેને કાંઈએ બીજો ભાસ થયો નહિ. છતાં નિશ્ચયી સ્વરથી બોલી.

"માફ કરજો, મૂલદેવ બારોટ, મારી સાથે આવેલાં માણસોને મૂકીને મારાથી ક્યાંય જવાય નહિ. મારે પાટણમાં કોઈના મહેમાન નથી થવું. રાજા મજૂરી દેશે તે મજૂરી કરીશું."

"પણ જસ્માજી, તમે કેવાં ઘરનાં રહેનારાં આમ છેક......"

આવી જ દલીલ તેણે સાંભળી હતી. તે બોલી—

"બારોટ, અત્યારે તો અમ લોકને ઝુંપડાં ભલાં. અમારી આવી કાળજી કરશો નહિ 'ને તમારો ખપ પડશે ત્યારે હું જરૂર કહીશ. અમે તો તમારા ભરોંસે આવેલાં છીએ એ કેમ ભૂલી જઈશું? જસ્માએ ફરીથી બારોટને તેના વચનની યાદી આપી. ચતુર બારોટને બધું કહેવું પડે તેમ નહોતું, તે તુરત જ બોલ્યો.

"બોલો, ને કંઈ આજ્ઞા?'

"ના, ના, કંઇ નથી. હું તો સહેજ કહું છું." મૂલદેવ બારોટે પછી રજા લીધી પરંતુ મનમાં ગાંઠ વાળી કે પોતાને માથે કંઈક જવાબદારી રહેલી છે.

સિદ્ધરાજ મહારાજે આખી રાત બેચેનીમાં ગાળી હતી. એમણે પ્રથમ ચાલમાં નિષ્ફળતા મળેલી જોઇ નવી બાજી વધારે યુક્તિથી ગોઠવવા માંડી. જસ્માનો જવાબ એમને ખૂંચવા લાગ્યો. એમણે ન સમજાય તેવી રીતે શાંતિથી કામ લેવાનો નિશ્ચય કર્યો. બીજા દિવસે

એમણે પોતાના માણસોને કેટલીક સુચનાઓ આપી દીધી. જસ્મા વહેમાય નહિ અને જીતાય તેવી તેમણે બાજી રચી.

બપોરે સૌ માટે ફરીથી ખીચડાં આવ્યાં. જસ્મા માટે થાળમાં કમોદનો ભાત આવ્યો. સાકર ઘી આવ્યાં. જસ્માએ થાળને હાથ અડાડી અન્નદેવનો આદર કર્યો, પણ ખાવાની ના પાડી. કમોદનો ભાત આખલાને ખવડાવી દેવામાં આવ્યો.

બપોર પછી સૌએ ઝુંપડાં ઊભાં કરવા માંડયાં. જસ્માએ પણ તેમ કરવા માંડયું. રાજસેવકો આવ્યા અને જરીયાનનો તંબુ લાવ્યા. જસ્માએ તેમને વિદાય આપી.

રાત પડી, અને સૌ સુવા પડયું. જસ્મા માટે ઢોલીયા ને મશરૂનાં ગાદલાં ને મોતીભર્યા વીંઝણા લઈ નોકરો આવ્યા. જસ્માએ તે પાછા કાઢયા.

પાટણના ગોંદરે ફરીથી જસ્મા સૌની માફક ભોંય પથારીએ સુતી. સિદ્ધરાજ મહારાજે એ દિવસે દર્શન દીધાં નહિ. જસ્માનાં દર્શન કરવાની ઉત્કટ ઇચ્છાને એ મહા મુત્સદ્દીએ અતિ સંયમથી રોકી.

અને આમને આમ આઠેક દિવસો ઓડ લોકોને થાળે પાડવામાં કાઢી નાખવામાં આવ્યા. રોજરોજ જસ્માના માનમાં ખાદ્યો આવતાં, સાધનો આવતાં અને પાછાં જતાં. રાજસેવકો થાકયા, જસ્મા જરીએ ન ડગી. એણે તો આગ્રહ કરી પૂછાવ્યું, "અમને હવે સ્થળ બતાવો કે અમે તલાવ ગોડીએ. કામ વિના અમારાથી નહિ રહેવાય."

સિદ્ધરાજ મહારાજના રોકેલા કલાકારોએ સહસ્ત્રલીંગ તલાવની યોજના ઘડી હતી. તેમણે સ્થળ પસંદ કર્યું. સૂત્રધારોએ ખીંટીઓ ઠોકીને હદ બતાવી. ઓડ લોકોનું કામ આરંભાયું. જસ્માના પતિએ શણગારેલી કોદાળીથી પ્રથમ ઘા જમીન પર કરી શુકન કર્યાં. જસ્માએ માથે રૂપાળી ટોપલી લઈ માટી વહેવા માંડી. ઓડ ઓડણોએ અંદર અંદર ભાગ પાડી પદ્ધતિસર ઝડપથી ખોદાણકામ શરૂ કરી દીધું.

ગાઉ ફરતી જમીન ખોદાઈ. બાજુમાં મોટા માટીના ઢગ થવા

માંડયા. ઓડણો મજૂરી કરતી કરતી પોતાના દેશનાં લોકગીતો ગાવા લાગી. પાટણના લોક સહસ્ત્રલીંગ તલાવની કલ્પના કરતા ખોદાતી માટી જોવા જવા લાગ્યા.

કામ શરૂ કર્યે એકાદ મહિનો થયો હશે. બપોર પછીનો વખત હતો, જસ્માનો પતિ અને બીજા જુવાન ઓડો સ્પર્ધાએ ચઢી ઝડપી યંત્રની માફક માટી ખોદી ઢગ કરી દેતા હતા. જસ્મા અને બીજી જુવાન ઓડણો અજબ ચંચળતાથી તે માટી ટોપલીઓમાં ભરી દૂર ફેંકી દઇ આવતી હતી. તાપ સખત હતો. સૌ પરસેવાથી ભીનાં થઈ ગયાં હતાં. મહેનત સખત હતી. ઓડ લોકો ખોદતા થાકશે કે ઓડણો માટી ઉચકતી થાકશે તે શંકાજનક પ્રશ્ન હતો. જસ્માનો પતિ ખોદતાં ખોદતાં એક વીર રસનું ગીત ગાતો હતો. અને બીજા જુવાનો સૂર દેતા હતા. જસ્મા જતી આવતી લોકગીતની સાખીઓ લલકારતી હતી. બીજી ઓડણો તે ઉપાડી લેતી હતી. એ ઉદ્યોગ વૃત્તિ નિર્દોષ સ્પર્ધા અને આનંદ આગળ તાપ, મહેનત અને શારીરિક ત્રાસને સ્થાન નહોતું. વાતાવરણ અજબ ચેતનવન્તુ લાગતું હતું. અણઘડ સંસ્કારી મનાતા ઓડ લોકોની પ્રવૃત્તિમાં એ ઉભા રહીને જોવા જેવું, નિરખવા જેવું જણાતું હતું.

એકા એક સમાચાર ફરી વળ્યા કે સિદ્ધરાજ મહારાજ કામ જોવા પધારે છે. દેખરેખ રાખનારા માણસો સ્ફૂર્તિમાં આવી ગયા. ઓડ લોકો તોસ્ફૂર્તિમાં જ હતાં. ફક્ત તેમના ગીતોની હલક વધી. મહારાજનું આગમન જાહેર કરનારા સવારોના ઘોડાની હણહણાટી સંભળાઈ.

સિદ્ધરાજ મહારાજ એક નાના મંડળ સાથે થોડીવારમાં આવી પહોંચ્યા, તેજવંતા ઘાટીલા સફેદ અશ્વ ઉપરથી તે છટાથી નીચે ઉતર્યા, સૌ કોઇ ઉતર્યું. મહારાજ એક ઉંચી જગ્યાએ આવેલા વૃક્ષની છાયામાં ઉભા રહી કામ નિરખવા લાગ્યા. ઓડ લોકોના ગીતની હલકથી તે એકદમ આકર્ષાયા. જસ્મા એના મંજુલ પણ સ્પષ્ટ સ્વરે ન સમજાય તેવું કાંઈક ગાતી હતી અને માટી ભરતી હતી. ઘડીકમાં તે માટી નાખવા

આવી. સિદ્ધરાજ મહારાજ ઉભા હતા તેનાથી તે જગ્યા દૂર નહોતી મહારાજે ઓળખી. એ ઓળખતા જ હતા. માલવ દેશમાં તેને જોઈ હતી, પાટણ આવ્યા પછી તે છાની રીતે છૂપા વેશે અનેકવાર જોઇ ગયા હતા. સફેદ આરસની સુંદર મૂર્તિ હોય અને તડકામાં ચળકે તેમ જસ્મા બપોરના તાપમાં દીપતી હતી એણે ટોપલી ઉંધી કરી અને ખૂબ માટી નીચે પડી, સિદ્ધરાજ મહારાજનું હૃદય ઘવાયુ–દયા ને દુઃખથી ઘવાયું. આવું સૌંદર્ય આવી હલકી મહેનત માટે સર્જાયું હશે ? પાટણ પતિનો સંયમ ડગમગવા લાગ્યો. સમય ને સ્થાનની તેમને પરવા રહી નહિ. તેઓ એકી ટસે જસ્મા તરફ જોઈ રહ્યા. જસ્માએ તો એનું કામ યંત્રવત્ ચાલુંજ રાખ્યું. સિદ્ધરાજ મહારાજ કામ જોતા ઉભા છે તેનું તેને ભાન હતું નહિ. જસ્માએ ટોપલી ભરી ફરી આવીને ધબ દઇ માટી નાખી. સિદ્ધરાજ મહારાજને કોણ જાણે શાથી માટી પહેલા કરતાં એ વધારે લાગી. આટલી બધી માટી એક સ્ત્રી શું ઉંચકી શકે ? અને તે પણ જસ્મા જેવી. કામ કરાવનારા–દેખરેખ રાખનારા લોક એમને ક્રૂર લાગ્યા.

સિદ્ધરાજ મહારાજે દેખરેખ રાખનાર એક રાજ સેવકને બોલાવ્યો, તેને પૂછવા માંડયું. એણે કહ્યું, "મહારાજ! કામ ઝડપથી લેવાય છે."

"પણ તમારી ઝડપમાં ક્રુરતા જણાય છે." કદરની આશા રાખનાર માણસને મહારાજની ટીકાથી નવાઇ લાગી. સિદ્ધરાજ મહારાજે પછી ચારે તરફ ફરીને કામ જોયું. અને ચાલ્યા ગયા, તે કાંઈ બોલ્યા નહિ.

બીજા દિવસે લગભગ એ જ વખતે બે ઘોડેસ્વાર એકાએક આવી પહોચ્યા. નજીક આવતાં જણાયું કે એક સ્વાર સિદ્ધરાજ મહારાજ પોતે હતા. ઓડણો એનાં ગીત ગાઈ રહી હતી. જસ્મા ટોપલીમાં માટી વહી રહી હતી. મહારાજ વૃક્ષ નીચે કામ જોતા ઉભા પણ એમના મનમાં મંથન ચાલતું હતું. પોતે સમ્રાટ, જસ્મા ગમે તવી સ્વરૂપા પણ એક

મજૂરણ. વાતનો પ્રસંગ કેવી રીતે પાડવો? રાજાધિરાજપણાનાં બંધન તેમને ખુંચવા લાગ્યાં,

એવામાં એમની નજર નજીકના વૃક્ષો તરફ ગઈ અને તેમને વિચાર સ્ફૂર્યો. એક વૃક્ષની ડાળીયે હીંચકો બાંધવામાં આવ્યો હતો અને કપડું બાંધીને એક બાળકને સુવાડવામાં આવેલ હતું. જસ્મા કદી કદી એ તરફ જઇને બાળકને હીંચકો નાંખી આવતી હતી. જસ્મા માટી લેવા ગઈ હતી. હીંચકો ધીમો પડવાથી બાળકે ડોકીયું ઊંચું કરીને તેની માતાને ધીમા રૂદનથી આહવાહન દેવા માંડયું હતું. સિદ્ધરાજ મહારાજને આ દશ્ય જાણે બહુ ગમ્યું હોય તેમ તે બોલ્યા, "ગરીબાઇમાં પણ કુદરતી લ્હાવાના કેવા યોગ હોય છે! આ કામ કરતી જાય અને બાળકને હિંચકો નાખતી જાય." એમ કહી તેમણે તે વૃક્ષ તરફ ખસવા માંડયું, અને હિંચકા પાસે આવી ઊભા રહ્યા બાળક એની સ્વાભાવિક નિર્દોષતાથી રડવું બંધ કરી તેમના તરફ જોઈ રહ્યું. મહારાજને બાળક ગમ્યું. તે પોતાના સાથીને સંબોધી બોલ્યા, "દૂધમલ, જે ઓડણો બાળકોની માતાઓ હોય તેમની પાસેથી કામ લેવું તે શું વ્યાજબી છે? તેઓ તો વૃક્ષો નીચે બેસી પોતાનાં બાળકોને રમાડે ને ગીતો ગાયા કરે, અને બીજાં કામ કરનારાંને ઉત્સાહ પૂરે એટલું જ બસ છે.

એવામાં જસ્મા અને બીજી ઓડણો ટોપલીઓ લઇને નીકળી. મહારાજે દૂધમલને બાળકની માતાને બોલાવવા માટે સૂચના કરી. દૂધમલને આ કામ જરા આકરૂં લાગ્યું, છતાં ઓડણો તરફ ગયો અને બોલ્યો, "પેલું બાળક કોનું હશે? બાળક રડે છે."

'જસ્મા અટકી, "રડે છે? હમણાં શાંત હતું ને?"

દૂધમલે કહ્યું, "બાળક છે, રડે. મહારાજનું ધ્યાન ખેંચાતાં તે પોતે ત્યાં ઉભા છે. જસ્મા માટી નાંખી દઈ બાળક તરફ ચાલી; અને ખચીત સિદ્ધરાજ મહારાજ જાણે બાળકને શાંત કરતા હોય તેમ તેને પટાવી રહ્યા હતા. જસ્મા સંકોચાઇ ઊભી રહી.

મહારાજે ઉંચું જોયું. એક આછું સ્મિત કરી જાણે તદ્દન સરળ ભાવે બોલતા હોય તેમ બોલ્યા, "આ સુંદર બાળક તમારૂં છે?"

"હા, મહારાજ." જસ્માએ ટુંકો જવાબ આપ્યો.

"બાળકની સુંદરતા જોઈ મને વિસ્મય થયું હતું. એની માતાને જોતાં એ વિસ્મય જતું રહે છે." સિદ્ધરાજ મહારાજે શરૂઆત કરી. જસ્મા કાંઇ બોલી નહિ. અને બાળકને ઉંઘાડવા પ્રયત્ન કરવા લાગી, પરંતુ બાળકે બંડ શરૂ કર્યું. વૃક્ષની છાયા શિતળ હતી. ચારે તરફ ચેતનમય વાતાવરણ હતું. સિદ્ધરાજ મહારાજનો રત્નજડિત મુગટ તેણે દેખ્યો હતો. તે લેવા તેનો વિચાર હતો. બાળક ઉંઘીને ઊઠયું હતું. ભૂખ્યું પણ થયું હતું. તે હિંચકામાં જોર કરીકરીને ઉભું થવા લાગ્યું.

રૂપવતી જસ્મા અને સુંદર બાળક વચ્ચેના આ યુદ્ધને નજીકથી નિરખવાની સિદ્ધરાજ મહારાજને તક મળી. "બાળકને રમાડો ને શાંત કરો, તમારે મહેનત કરવાની જરૂર નથી. હું હમણાં જ હુકમ કરૂં છું. તમારામાં સૌથી ઉપરી છે તેનું શું નામ? જસ્મા! હા. જસ્માને બોલાવો કે હું એમને કહું કે ધાવણું ધાવતાં બાળકોની માતાઓ પાસેથી કામ લેવું નહિ." પોતે જાણે જસ્માને ઓળખતા ન હોય તેમ તેમણે પોતાનો મનોભાવ પ્રગટ કર્યો. જસ્માને બોલ્યા વિના છૂટકો નહોતો, કારણ દૂધમલ પણ જાણે જસ્માને શોધીને બોલાવવા જતો હોય તેમ તે તૈયાર થયો.

જસ્માએ કહ્યું, "રાજાજી! મારૂં નામ જસ્મા છે. એવા હુકમો કરવાની જરૂર જ નથી. અમારા મજૂર લોકોનાં બાળકો ટેવાયલાં જ હોય છે અને કામ કરતાં કરતાં અમે એમની સંભાળ રાખી શકીયે છીએ.

"તમે જ જસ્મા! ત્યારે તો મેં કહ્યું તે તમે ધ્યાનમાં જ રાખો. આ મહેનત તમને ઘટતી નથી. બાળકને લઇ તમે વૃક્ષ છાયામાં બેસી ખુશીથી રમાડો અને બીજાં કામ કરે તેના ઉપર સરત રાખો

એટલું બસ છે. તમે બધાનાં ઉપરી છો એમ મને કહેવામાં આવ્યું છે, એટલે તમારે જાતે મહેનત કરવી ઘટતી નથી."

"મને મહેનતમાં જ મઝા પડે છે, રાજા!" જસ્માએ ટુંકામાં જ રાજાની મહેરબાનીનો અસ્વિકાર કર્યો.

"ના, ના, એ મનાય નહિ. આ કામ, આ પરિશ્રમ અને આ દેહ! જસ્મા, તમને મહેનત ઘટતી નથી." રાજાએ આગ્રહ કર્યો. જસ્માની સહેજ આંખ ચમકી પણ તુરત જ શાંતિથી બોલી. "મહેનત અર્થે તો આટલે દૂર આવ્યાં છીએ. રાજા! મહેનતથી પ્રાપ્ત કરેલો રોટલો જ મીઠો લાગે છે." તેણે હીંચકામાં ઉછળતા બાળકને હાથમાં લીધું અને બોલી. રાજાજી! માફ કરશો. બાળક ભૂખ્યું થયું છે. તેને જરા શાંત કરી લઉં." એમ કહીને જસ્મા ચાલીને દૂર વૃક્ષ નીચે જઈ પીઠ કરી બેઠી.

રાજાએ ન છૂટકે શહેર તરફ પગલાં માંડ્યાં.

એમના મનમાં વિચાર ઘોળાતા હતા. કોઈ મનગમતી રાજકુંવરીનું હરણ કરી લાવવાનું કામ તેમને જસ્માને વશ કરવાના કામ કરતાં વધારે સહેલું લાગ્યું. જસ્માના સુંદર દેહ વિષે સૂચન કરતાં જસ્માની આંખ ચમકી હતી તે તેમણે જોઇ હતી.

ચારેક દિવસ ચાલ્યા ગયા. સિદ્ધરાજ મહારાજે જાણી જોઇ જવા દીધા; એક નમતા પહોરે એકાએક એમણે એકલાએ એ જ વૃક્ષ નીચે દેખા દીધી. સદ્‌ભાગ્યે જસ્મા એકલી, બાળકને ઉંઘાડવા પ્રયત્ન કરતી કંઇક વિચારમાં ત્યાં ઉભી હતી. એના હાથમાં ટોપલી હતી.

"તમે મારી આજ્ઞાનો અમલ કર્યો જણાતો નથી." સિદ્ધરાજ મહારાજે આવી એકાએક પ્રશ્ન કર્યો,

જસ્મા ચમકી. "શેનો મહારાજ!"

"તમે હજી કામ કરતાં જણાઓ છો."

"કામ તો કરવું જ જોઇએ ને? રાજા!"

"પણ આવા રૂપાળા બાળકને શા માટે રડાવો છો? તમે માટી ભરશો તેથી શું સહસ્રલીંગ વહેલું તૈયાર થઇ જશે?"

"બાળકને રડાવતી નથી, મહારાજ. જતાં આવતાં સરત રાખું છું. અને કામ ન કરૂં તો દિવસ કેમ જાય?"

જસ્મા તમે તમારી જાતને અન્યાય કરો છો."

"એટલે? હું સમજી નહિ, મહારાજ!"

"મારે સમજાવવાની જરૂર છે, જસ્મા! પ્રભુએ તમને જે સૌંદર્ય અર્પ્યું છે તે શું આવી હલકી મહેનત માટે હશે?" પ્રશ્ન એકાએક આવ્યો. સિદ્ધરાજ મહારાજ એકલા હતા. જસ્મા એકલી હતી. તેમની આંખો સુચક ભાવે જસ્માનું લાવણ્ય પી રહી. જસ્માની આંખમાં ફરીથી તેજ આવ્યું. "પ્રમાણિકપણે કરેલી કોઈ પણ મહેનત હલકી નથી રાજ! અને મહેનત કરૂં તે અર્થે તો પ્રભુએ મને ઓડણ સરજી છે."

"પણ મારા પ્રશ્નનો એ ખરો જવાબ નથી. વિધિએ તમને ઓડ જાતિમાં જન્મ આપી પોતાનું કાર્ય સમાપ્ત નથી કર્યું. તમને અનુપમ સૌંદર્ય આપ્યું છે. જે સૌંદર્યનો સદુપયોગ કરવો તે તમારૂં કર્તવ્ય છે." રાજાએ સલાહ આપી.

"રાજન્ મારાં કર્તવ્ય હું જાણું છું. આપ બેફીકર રહો. સૌંદર્ય શીલથી શોભે અને મારા ગજા પ્રમાણે તે હું શોભાવીશ." જસ્માએ રાજાને મુંગો કરવા મોઘમ પણ સચોટ જવાબ દીધો

પરંતુ આશક જનોની જીભ પર કોઇ અજબ પ્રકારની વાક્‌પટુતા આવી વસે છે. સિદ્ધરાજ મહારાજ તો વાગ્વિશારદ જ હતા. "એ તો છેલ્લી સ્થિતિ, જસ્મા! શીલ અને સંયમ આવતાં પહેલાં તો સૌંદર્યને સ્નેહી જોઇએ. સૌંદર્યને સાચવીને માણી જાણે તેવો ભોક્તા જોઈએ. સુન્દર પૂષ્પ હોય પણ તેને તડકે ધૂળભર્યા રસ્તામાં રગદોળાતું નાખ્યું હોય તો તે કરમાય અને સુવાસવિહીન જ બને. અને તમે કહેશો કે કુદરતે સરજેલાં સુન્દર પૂષ્પોનું સ્થાન શું તેવા સ્થળે છે?" રાજા

વધતો હતો. એનાં સૂચન અમર્યાદિત બનતાં હતાં જસ્મા તેવી વાતો સાંભળવા ટેવાયલી નહોતી. તેણે મહા નિગ્રહથી પોતાનો રોષ રોક્યો અને વાર્તાનો પ્રસંગ ટાળવા ટુંકો જવાબ આપ્યો

"પાટણના રાજા ! એ બધા વિચાર કરવાની મને જરૂર નથી. તમે મને તળાવ ગોડવા જ બોલાવી છે. મને મારૂં કામ કરવા દ્યો." તે ચાલી ગઈ.

રાજાએ રોકવા પ્રયત્ન કર્યો. "જસ્મા, પણ તમે સૌંદર્ય પર જુલમ શા માટે કરો છો ?"

જસ્માએ સાંભળ્યું નહિ. તે બીજી સ્ત્રીઓ ભેગી ભળી ગઇ અને તેમનું ગીત નવા સુરે વધ્યું.

સિદ્ધરાજ મહારાજે પોઢતા બાળક તરફ નજર નાખી. " જસ્મા કેટલી મૂર્ખી છે. એણે ધાર્યું હોત તો કોઇ રાજકુંવરની તે માતા થઇ હોત." એવું વિચારતા તેઓ ચાલ્યા ગયા.

*

"પાટણના રાજા, તમે આમ અહીં વારેવારે આવો તે તમને શોભતું નથી." જસ્મા સિદ્ધરાજને ઠપકો દેતી હતી. અને તે હરહંમેશ પોતાના સુચનો વધારતા જતા હતા આખરે જસ્માએ પોતાનું સાચું રૂપ પ્રગટ કરવું ધાર્યું.

"દોષ દેવો મને ઘટતો નથી. જસ્મા જો કોઈ દોષને પાત્ર હોય તો તે તમે છો."

"હું ? પણ તમે અહીં આવો તે હું બીલકુલ ઇચ્છતી નથી."

"પણ તમારા રૂપની મોહીની પાઈ મારી ઇચ્છા વિરૂદ્ધ તમે મને આકર્ષો છો." રાજાએ પણ આખરે હૃદય ભાવ સિદ્ધી રીતે પ્રગટ કર્યો ? જસ્મા ડઘાઇજ ગઇ. ગુજરાતના સમ્રાટની ધૃષ્ટતા તેને બેહદ લાગી. તે ગંભીર તીખા સાદે બોલી." પાટણના રાજા ! મુરખા ન બનો.

"એ શિખામણ હવે મોડી છે. જસ્મા તમારા રૂપનાં વખાણ સાંભળી ક્યારનો એ પાગલ બન્યો છું, મને શાણો કરવો એ તમારૂં કામ છે."

જસ્માના ભવાં પર ભયંકર રોષ આવી બેઠો. સિદ્ધરાજનો એ કરાર સાંભળી તે કમકમી ઉઠી એને વહેમ હતો પણ ખાત્રી નહોતી કે સિદ્ધરાજે તેને હેતુસર તેડાવી હતી એનાથી પૂછાઈ ગયું.

"એટલે–મારાં વખાણ? મારા જેવી એક મજૂરણનાં વખાણ શાં? અને એવા વખાણે ગુજરાતનો રાજા આમ પાગલ બને એવો છેક તે નિર્બળ મનનો છે?"

"ગુજરાતના રાજાનું મન નિર્બળ નથી. જસ્મા! જસ્માનાં રૂપના ખેંચાણ એટલા પ્રબળ છે."

"અને તેથી તમે મને તેડાવી?"

"હા, જસ્મા મારો મહેલ શોભાવવા તમને મેં તેડાવ્યાં પણ તમે દુરાગ્રહ લઈ બેઠાં છો."

"ધિક્કાર છે રાજા! વધુ શું કહું? ગુજરાતના મહાન સમ્રાટને એક મારા જેવી મજૂરણને મહેલે વસાવી મહેલ શોભાવવાના કોડ થયા. મહેલો તો રાજા! રાણીઓથી શોભે અને મહેલોમાં તો રાણીઓ વસે અમ જેવી મજૂરણો નહિ."

"જસ્મા; મારા મહેલમાં રાણીઓ તો છે. પણ તે તમારા આગળમજુરણો જેવી લાગે. તમારાં રૂપ એવાં છે; રાજમહેલ માટે જ સર્જાયાં છો." સિદ્ધરાજે પોતાનો દાવો દલીલો વડે ચાલુ જ રાખ્યો.

જસ્માના મુખપર તિરસ્કારનો કંટાળો તરવરી રહ્યો. તે એટલું જ બોલી. "મારી રંક ઝુંપડી તારા મહેલ કરતાં મને વધુ પ્રિય છે."

"મહેલના રંગો જોયા વગર તમે તે શી રીતે કહી શકો? જસ્મા! એકવાર મારા રંગ મહેલોમાં વસો. વિહાર ઉદ્યાનોમાં વિહરો. એ કુંજોમાં રસ માણો અને પછી જુઓ કે ઝુંપડી કરતા તે વધુ પ્રિય બને છે કે નહિ." રાજાએ લાલચ આગળ કરી. જસ્મા ચીઢાઈ, પણ

નિગ્રહ કરી બોલી. "પ્રભુએ તમને મહેલ આપ્યા તો તમે ભોગવો રાજા! ગરીબનાં ઝુંપડાં શા માટે તોડો છે?"

રાજાને જસ્માના નિગ્રહમાં ઉત્તેજન લાગ્યું. તે સસ્મિત શાંતિથી બોલ્યો. "કારણ જે મહેલમાં શોભે તેને ઝુંપડામાં રહેવા દેવું તે યોગ્ય નથી. અને જસ્મા તમે કબુલ જ કરશો કે તમને વિધિએ જે રૂપ દીધાં છે તે સાધારણ રીતે ઝુંપડામાં નથી જડતાં."

"સૌંદર્ય શું મહેલમાં જ જડે? બીજે રહેવા તેને હક્ક નથી?" જસ્માએ પ્રશ્ન કર્યો.

"હા, જસ્મા! જ્યાં જેની કદર સંભવે ત્યાં દરેક વસ્તુ શોભે." સિદ્ધરાજે પોતાનું તત્ત્વજ્ઞાન ચાલુ રાખ્યું.

જસ્મા ગંભીર બની ગઈ. વધુ વિવાદ કરવો તેને યોગ્ય લાગ્યો નહિ. છતાં સિદ્ધરાજને સત્ય શિખવતી હોય તેમ ગૌરવથી બોલી. "ગુજરાતના રાજા! તમારી ભુલ થાય છે. સત્ય તો એ છે કે જે જે સુંદર અને ઉન્નત પ્રભુએ સર્જ્યું છે તેનો ઇજારો પ્રભુએ કોઇ વર્ગને દીધો નથી. સૌંદર્ય અને સ્નેહ, શૌર્ય અનેઅડગ ટેક, પ્રબલ બુદ્ધિ અને ઐશ્વર્ય, ઉંચા ભાવ અને રસ વૃત્તિઓ સદ્‌ગુણો અને સંસ્કારો એ સૌ મહેલમાં વસે તેમ ઝુંપડીમાં પણ જડી આવે છે. મહેલવાસી તેમ રંકને પોતાનું સદ્‌ભાગ્ય ભોગવવાનો હક્ક છે. માટે રાજા! ડાહ્યો થા. પ્રભુએ તમને અમાપ શક્તિ અને સત્તા આપી છે તેનો ઉપયોગ અનાથોનું રક્ષણ કરવામાં કરો. અમ જેવા રંકના કિંચિત્ ભાગ્ય ને સૌભાગ્યની ઇર્ષા કરો માં. અને હવેથી અહીં આવી આવા ગાંડવેડા કરવાની પાગલતા છોડી દ્યો."

જસ્મા પછી શાંતિથી ચાલી ગઇ, રાજા રોકી શક્યો નહિ. જસ્માના ગૌરવ આગળ ધૃષ્ટતા દબાતી લાગી.

રાજા મહેલે ગયો પણ જસ્મા તેના દીલમાં જ હતી. જસ્માનું અપ્રતિમ રૂપ એણે નજીકથી નિરખી નિરખી જોયું હતું, અને તેનો નશો તેને ચઢી ગયો હતો એની બુદ્ધિ, એનું ગૌરવ એની રાજભાવના

સૌ નશામાં અલોપ થતાં જતાં હતાં. પ્રજા શું કહેશે તે વિચાર પણ તેને ડરાવતો નહિ. ગુજરાતનો સમ્રાટ ખચીત પાગલ જ બન્યો હતો. જસ્માના શબ્દોની તે આલોચના કરવા લાગ્યો. જસ્માની સંસ્કારી વાણી અને વિચારથી ઉલટો તે વધુ મોહ પામ્યો. તે જુદી જુદી દૃષ્ટિએ વિચાર કરી એક જ નિર્ણય પર આવતો. જસ્મા ગુજરાતની રાણી થવા નિર્માઈ છે. વિધિએ તેને ઓડણ જન્માવવામાં ક્રૂર મશ્કરી કરી છે. જસ્માનું શાણપણ તેને રૂચ્યું નહિ. જગતનું અનુપમ સૌંદર્ય સમ્રાટો નહિ ભોગવે તો ભોગવશે કોણ?

બીજા દિવસે દેખાયો ત્યારે એની આંખમાં વધારે પાગલતા હતી. જસ્મા કંઈક થાકી વિચાર કરતી એક વૃક્ષ નીચે બેઠી હતી. ગરમીના દિવસ હતા. એણે આછાં વસ્ત્રો પહેર્યા હતાં. સિદ્ધરાજ પાછળથી આવી સિદ્ધા જસ્મા પાસે ચુપકીથી ગયા. થોડી વાર તે જસ્માનું સૌંદર્ય નિરખી રહ્યા. એવામાં પવન ફુંકાયો. જસ્માનો સાળુ ઉડયો. જસ્માનું ઢંકાએલું અંગ દૃશ્ય થયું. ગરમી સમાવવા જસ્માએ સાળુને ઉડવા દીધો, પણ તેને ખબર નહોતી કે જેની તેને બીક હતી તે નજીક જ હતો. એકાએક સ્વર આવ્યો. "અહા! જસ્મા!"

જસ્માએ ચમકી બાજુમાં જોયું. સિદ્ધરાજને જોયો અને તે લાલચોળ થઈ ગઈ. તે ઉભી થઈ ગઇ.

"હદ થાય છે રાજા! હું આ વર્તન જોઈ શકીશ નહિ."

"મારૂં પણ એ જ કહેવું છે. જસ્મા! હદ થાય છે. હવે હું તમારા આકર્ષણ સામે ટકી શકીશ નહિ. કારણ મારી ખાત્રી થઇ છે કે તમે કોઇ સામાન્ય સ્ત્રી નથી. સ્વર્ગની અપ્સરાએ પૃથ્વી પર જન્મ લીધો છે." સિદ્ધરાજની મોહદશાની ધૃષ્ટતા ફરીથી તેની સામે આવી, જસ્મા ક્રોધાગ્નિથી બળતી ઉભી જ રહી."

"આ રમતનો હવે અંત આવવો જ જોઈએ. જસ્મા, હું રથ મોકલીશ. મારા મહેલે આવ." જાણે એ પ્રમાણે બનવું તદ્દન સહેલું અને સ્વાભાવિક હોય તેમ શ્રદ્ધાથી રાજાએ કહ્યું.

જસ્માનો ક્રોધ શમ્યો નહોતો. તેને જવાબ જડયો નહિ. એની આંખોમાંથી અમાપ તિરસ્કાર વર્ષતો હતો. પણ રાજાની વિકારી આંખોને તે જોવાની શક્તિ નહોતી. જસ્માના મૌનથી તે વધારે હિંમત પામ્યો.

"જે સૌંદર્ય બહાર દેખાય છે તેથી અનેક ગણું સૌંદર્ય વસ્ત્ર નીચે છૂપાવ્યું છે."

જસ્મા કાંઇક આવેશમાં કહેવા જતી હતી ત્યાં અણધાર્યું બન્યું. સિદ્ધરાજ અને જસ્મા બંને અવાક્ બની ગયાં.

એક યુવક હાથમાં ઘુઘરી જડીત કોદાળી લઇને દોડતો આવતો દેખાયો. એના પ્રબળ માંસલ બાહુ ખુલ્લા હતા. તેના માથે એક કલગી વાળો ફેંટો હતો. તે શ્યામ પણ દેખાવડો હતો. એ જસ્માનો પતિ હતો.

સિદ્ધરાજની મુલાકાતોથી સાથમાં અનેક તર્ક વિતર્કો ચાલ્યા. હતા. સ્ત્રીઓની જીભો કંઇકંઈ વદતી હતી. જસ્મા સ્ત્રી હતી. તેના માટે કોઇ શંકા કરી શકે નહિ. પણ જગતની જીભને કયારે અંકુશ હોય છે! કોઈ કાંઇક લવી જતું. કામ કરતા સાથીઓએ પણ ટીખલ કર્યું હતું, તેથી જસ્માના પતિનું લોહી ઉકળ્યું હતું. એણે સિદ્ધરાજને છેટેથી જસ્મા પાસે ઉભો જોયો. વાત કરતો જોયો અને હિસાબ નક્કી કરવા તે કોદાળી લઈ ઉતાવળો ઉતાવળો દોડી આવ્યો. એણે છેટેથી જ રાડ નાખી. એની આંખો લાલ બની ગઈ હતી. "જસ્મા, આ કોણ છે?"

જસ્માએ પતિને જોયો તેનો રોષ જોયો અને વસ્તુ સ્થિતિ સમજી ગઇ. તે તુરત જ બોલી. "એ આ પાટણનો પાગલ રાજા છે."

જસ્માએ રાજાને ઘણી વખત પાગલ કહ્યો હતો. પણ એક મજૂર સરખા માણસ આગળ જસ્માએ આપેલી ઓળખાણ એને ખુંચી. તેનું રાજગૌરવ સર્પ દંશ દે તેમ ઘવાયું તે ટટાર થઈ ગયો. એણે દમામથી પૂછ્યું. "હું કોણ છું તે પૂછનાર તું કોણ છે? કામ છોડી અહીં આવવાનું પ્રયોજન શું છે?"

રાજાએ નવા આવનારને ડારવા પ્રયત્ન કર્યો.

"હું કોણ છું? જે સ્ત્રીની સાથે તું હરહમેશ વાતો કરવા આવે છે તેનો હું પતિ છું. અને તમને ચેતવું છું. જીવ વહાલો હોય તો ફરીથી આ તરફ દેખા દેતા નહિ, નહિતર આ જોઇ છે? એક ફટકે જે મણ માટી ખોદી નાખે છે તે તમારા શિર પર દયા નહિ રાખે." યુવકે કોદાળી ઉંચી કરી ઉગામી અને બતાવ્યું. ફક્ત આટલીજ વાર થશે."

જસ્માએ પતિને વારવા હાથ ઉંચો કર્યો.

સિદ્ધરાજનો હાથ તલવાર પર ગયો પણ યુવકના બળવાન શરીર કરતાં તેના શબ્દોથી તે વધારે અચકાયો. આ જસ્માનો પતિ! જે સૌંદર્ય માટે તે તલસતો હતો તેનો હક્કદાર માલીક! રાજા તે ભાગ્યશાળી માણસને ક્ષણભર તો કુતુહલથી જોઈ જ રહ્યા.

દરમ્યાન કેટલાક ઓડ અને ઓડણો કામ છોડી હાથમાં ત્રીકમો અને ટોપલીઓ લઇ નજીક આવી ગયાં હતાં. આજના પ્રસંગમાં—જસ્માના પતિના દોડવામાં તેમને નવુંનવું લાગ્યું હતું. છેટેથી તેને કોદાળી ઉગામતો જોયો અને સૌ દોડી આવ્યાં કામ લેનારા રાજસેવકો પણ દોડી આવ્યા. "શું છે? શું છે? મહારાજ! રાજાધિરાજ!!" કરતાં તે તહેનાતમાં ખડાં થયાં.

અને અણધાર્યો વિચિત્ર દેખાવ ખડો થયો. સિદ્ધરાજ મહારાજ જસ્માને અને તેના પતિને બેચેનીથી જોતા—જસ્માનો પતિ ક્રોધયુક્ત આવેશથી મહારાજને ડરાવતો અને જસ્મા અજબ ગૌરવ ને શાંતિથી સિદ્ધરાજને આંખથી ઠપકો દેતી—પતિને શાંત કરતી હતી. સેવકો સભય સિદ્ધરાજ મહારાજનું ધ્યાન ખેંચતા અને ઓડ ઓડણો મુંગા મળી ટોળે મળેલા. આ દેખાવથી—અણકલ્પ્યા દેખાવથી રાજા મુંઝાઇ ગયો. ગમે તેમ પણ તે ગુજરાતનો મહાન સમ્રાટ અને આ સૌ રંક જીવો. તેમની આગળ તે એવી રીતે ઉભેલો શોભતો નહોતો. તેને ભોંય ભારે થઈ પડી. તેની જીભ ચોંટી ગઇ. જસ્માએ પ્રસંગ સાચવી લીધો. તે તે રાજાની દશા પામી ગઇ. અને બોલી, "રાજા! માટી ખોદવાના

કામમાં તે રોજરોજ શું જોવું હતું ? આપને મોટાંમોટાં કામ કરવાનાં હોય. આવાં નાનાં કામ તો અમને નાના માણસોને નિરાંતે કરવા દ્યો.”

પછી જસ્મા સૌ સાથે કામ કરવા ચાલી ગઈ. તેનો પતિ તેની સાથે ગયો અને સિદ્ધરાજ મહારાજ માંડમાંડ ગૌરવ સાચવવા પ્રયત્ન કરતા જસ્માના છેલ્લા શબ્દોથી દાઝતા ચાલ્યા ગયા.

*

છેલ્લા પ્રસંગ પછી સિદ્ધરાજને તલાવનું ખોદાણ કામ જોવા જવાની હિંમત ચાલી નહોતી, કારણ આખું પાટણ હવે તેને માટે ચિત્રવિચિત્ર વાતો કરતું હતું. રાજા એક રાતે નગરચર્ચા જોવા નિકળ્યા અને એમની કીર્તિ કેટલી ઝંખવાઈ ગઇ હતી તેનું તેને ભાન થયું હતું. જગત ગમે તેવું દોરંગી મનાતું હોય પણ અમુક સદ્ગુણનો અભાવ સહી લેતું નથી. અને ખુલ્લી રીતે જે ન બોલે તે છૂપી રીતે સમ્રાટોનેય છોડતા નથી. છેલ્લો પ્રસંગ એવી છૂપી રીતે પણ સામાન્ય જાહેર પ્રજામાં ચર્ચાઈ ગયો. નાના મોટા સૌએ એકજ ઉદ્ગાર કાઢ્યો “ધિક્કાર છે! ગુજરાતના રાજાથી આવું તે થાય!” ગુજરાતનો રાજા કોઇથી ન ડરે તે આ છાના પણ પ્રબળ અભિપ્રાયથી ડર્યો. જસ્માનો પતિ પણ તેને તેજવાળો લાગ્યો અને જસ્માની વૃક્ષ નીચેની મુલાકાતો લેવાનું તેમણે બંધ કર્યું.

પરંતુ તેમના મનનો મોહ નાશ પામ્યો નહિ. જગતની ટીકા ભાગ્યેજ માણસની વૃત્તિઓ ફેરવી શકે છે. અને અજેય મનાતા મહારાજ આમ સહેજ સહેજમાં એક સ્ત્રીથી હારી જાય તે તેમને રૂચ્યું નહિ. એમણે ગણત્રી કરી. વિઘ્ન આવ્યું. જસ્માનો પતિ ન આવ્યો હોત તો? જસ્માએજ તેના પતિને રોકીને શાંત કર્યો હતો. જસ્મા શું અજીત જ છે? રાજા તે માની શક્યા નહિ. દિગ્વિજયો કરનાર અનેક વિકટ દુર્ગો જીતનાર સિદ્ધરાજ જયસિંહને જસ્માનો શિયળ દુર્ગ અજીત જણાયો નહિ તેમણે પોતાના પ્રયત્નો ચાલુ રાખ્યાં. સામદામની નીતિથી તે વશ થઈ નહિ. બીજા આડકતરા માર્ગ બાકી હતા. અને છેવટે સત્તા

આગળ કોનું ચાલ્યું છે ? આગ્રહ કે મક્કમતા, તેને સદ્‌ગુણ કહો કે દુર્ગુણ કહો, સિદ્ધરાજ મહારાજે પરાજય સ્વીકાર્યો નહિ. એમના મનનો નિશ્ચય પ્રબળ–વધુ પ્રબળ બની ગયો. જસ્માના રૂપ એમણે જોયાં હતાં. એમને કંઇ કંઇ થઇ જતું હતું.

મહિનાઓ વિત્યા અને જસ્માની કસોટી ચાલુ જ રહી. કોઇ અજાણી બાઇઓ આવતી. બહારથી નિર્દોષભાવે જસ્માને નગર જોવા આમંત્રણ આપતી. કોઇ સરદારની પત્ની આવતી. અને પોતાના ઘરે આવવા કહેતી. કોઇ કોઇ વાતવાતમાં રાજનાં સુખો અને આનંદોનું વર્ણન કરતું. અને એક બાઇએ તો બહેનપણાં કરવાના સતત્ પ્રયત્ન કર્યા હતા, જસ્માને વખાણી, રાજાને વખોડીને તેણે પોતાને ત્યાં–નગરમાં આવવા–સહેજ ઘર જોવા આમંત્રણ આપ્યું. જસ્મા ભેદ સમજે ન સમજે પરંતુ તે તો પાટણમાં પગ નહિ મૂકવાનું પોતાનું પણ પાળતી હતી. મીઠાશથી તે સૌને ના પાડતી.

આખરે કંઇક કંટાળી રાજસત્તાએ સત્તાનો ચમત્કાર બતાવ્યો. એક રાતે જસ્માને ઉપાડી જવાનો પ્રયત્ન થયો જસ્મા જાગી ગઇ સૌ જાગી ગયું, અને સૌને જાણ થતાં રથને લઈ આવેલા માણસો પલાયન કરી ગયા.

જસ્માનું દીલ ડરી ગયું. પાટણ હવે તેને જોખમકારી લાગ્યું પણ હવે થોડું જ કામ બાકી હતું થોડા માટે ડરીને નાસી જવું ?

અને આખરે કામ પૂરૂં થયું. સૌ ઓડઓડણોને રાજી કરી વિદાય આપી. જસ્માનાં ઇનામ બાકી રાખ્યાં. એમનાં કુટુંબનાં પારિતોષિક આપ્યાં નહિ એમને રોક્યાં. રાજપુરૂષોએ કહ્યું, “તમારા કામથી રાજા પ્રસન્ન છે. તમારા ઇનામ જાહેર થશે તે લઇને જાઓ.” જસ્માને આ પક્ષપાત રૂચ્યો નહિ. પણ ખાસ વહેમ પડે તેવું હતું નહિ. વિદાય મળતાં ઓડઓડણો પોતાના મૂલક જવા તત્પર બની ગયાં, પણ જસ્માને મૂકી તે જવા ખૂશી ન હતાં.

રાત પડી, ઘણે દિવસે રાતે મૂલદેવ બારોટ ઝળક્યા. "જસ્માજી ! મેં જાણ્યું, તમો સૌને વિદાય મળી છે તેથી મળવા આવ્યો—"

" આટલા દિવસ ક્યાં હતાં ? કદિ સંભાળ જ લીધી નહિ."

" મારી ભૂલ થઈ. હું ગામોતરાં કરવા નિકળ્યો હતો. ગુજરાતનાં ઘણાં ગામોમાં મારા હક્ક લાગ્યા છે. મને માફ કરશો. મને કેટલીક ખબર અહીં આવતાં પડી છે અને તેથી જ પૂછવા આવ્યો છું કે તમે કાલે જવાનાં છો કે કેમ ?"

" અમને હજુ વિદાય દીધી નથી. "

" એજ બતાવે છે કે વિદાય લેવા રોકાવું સલામત નથી.

" કેમ ? "

" હા તમે વહેલા પરોઢીએ નાસી છૂટો, હું પાછળ રક્ષણ કરવા બેઠો છું. "

" એટલું બધું શું છે ? "

" કાંઇ નહિ, જે હશે તે કાલે ખબર પડશે. પણ તમે હવે પાટણમાં ન રોકાવ."

બારોટે ફરીથી આગ્રહ કર્યો. જસ્માએ ક્ષણ ભર વિચાર કરી હા પાડી અને રાતોરાત સૌએ પ્રયાણ શરૂ કર્યું. માર્ગમાં રાજસેવકોએ તપાસ કરી તો કહેવામાં આવ્યું કે, ' રાજ વિદાય મળતાં સૌ ઓડ ને ઓડણો પોતાના દેશમાં જાય છે. '

બીજા દિવસે સિદ્ધરાજ મહારાજ પોતાના મહેલમાં પગ પછાડતા હતા "જસ્મા નથી સૌ સાથે નાસી છૂટયાં છે. " તેવી તેમને ખબર પડી. તેઓ ચોકીદારો પર ચીડાયા, સૈન્ય તૈયાર કરવા તેમણે હુકમ આપ્યો.

ઘડી પછી સિદ્ધરાજ મહારાજ બે હજાર સૈનિકો લઈ પાટણની બહાર નીકળ્યા. નાસનારાઓને પકડવા ઘોડા દોડાવી મૂક્યા. ઓડ લોકો બીચારા નાસી નાસી તે કેટલું નાસે ? મોઢેરા નજીક જતાં તો રાજ સૈનિકોએ તેમને પકડી પાડયા. સિદ્ધરાજે સૌને ઉભા રહેવા હુકમ કર્યો.

પણ હુકમ કોઇએ માન્યો નહિ. જવાબ દેવા એક ઘોડેસ્વાર સામો આવ્યો.

"કેમ રાજાજી! કોનું કામ છે?" પૂછનાર મૂલદેવ બારોટ હતા રાજાને આશ્ચર્ય થયું.

"અહા! મૂળદેવ બારોટ! નસાડનાર તમે છો? જસ્માને સોંપી દો."

"જસ્માને લઇને હું આવ્યો હતો અને જસ્માને એને દેશ પહોંચાડવા જાઉં છું. જસ્માનાં શાં કામ અધુરાં રહ્યા છે કે જસ્માને માગો છો?"

"જસ્માને વિદાય નથી દીધી."

"જસ્માને તમારી વિદાયની જરૂર નથી, તેમ તમારા ઇનામની તૃષ્ણા નથી. રાજાજી! વગર જરૂરની તસ્દી લેવી છોડી માનભેર પાટણ પધારો."

"તમને હું પૂછતો નથી બારોટ! જસ્માને બોલાવો—"

"જસ્માને હવે તમે જોઇ શકશો નહિ. તમારાં તલાવ ગોડનારી હવે તે મજુરણ નથી કે તમે ધારો ત્યારે મળી શકે!" બારોટે ડામ દીધો.

"દૂર હઠો, બારોટ! અવિનય સહેવાની મને ટેવ નથી." મૂલદેવની હાજરીથી એમને આશ્ચર્ય થયું હતું. મૂળદેવ બારોટ સાથે હશે તે તેમને ખ્યાલ નહિ. અને તેથી કાંઇક નિગ્રહથી તેમણે વાત શરૂ કરી, પરંતુ બારોટનો રંગ જુદો લાગ્યો. તેમને વસ્તુસ્થિતિ સહેલી જણાઇ નહિ, બારોટ માર્ગમાંથી હડ્યો નહિ.

"સાંભળતા નથી, બારોટ! જસ્માને સોંપી દો."

"એ નહિ બને, રાજા! જસ્માનો હું જામીન છું—"

દરમ્યાન ઓડ લોકો બનતી ત્વરાએ નાસે જતાં હતાં. મૂલદેવ અને તેની સાથેના કેટલાક બારોટ યુવાનો વચમાં નાગી તલવારે ઉભા

હતા, જયસિંહ મહારાજને આ અણધારી દખલગીરી બીલકુલ ન ગમી તેમણે ત્રાડ પાડી—

"હું હુકમ કરૂં છું બારોટ, દૂર ખસો !"

"ક્ષમા ! મહારાજ ! કેટલાક હુકમો માન્ય થતા નથી અને આ હુકમ માન્ય નહિ થાય."

"કાંઈ કારણ? બારોટ, શું ધાર્યું છે?" રાજાથી પૂછાઈ ગયું.

"કારણ તમે ક્યાં નથી જાણતા રાજા ! હું કહું છું કે તમે પાછા વળો. અહીં તમે શોભતા નથી. પાટણના મંત્રી મંડળમાં કોઇ તમને સાચી સલાહ આપનાર નથી રહ્યું ? એક સ્ત્રી પાછળ સૈન્ય લઈ નિકળ્યા છો–શરમાતા નથી ? મને વધુ બોલાવશો નહિ. પાછા વળો." બારોટે હિંમતથી રાજાને અપયશમાંથી ઉગારવાનો પાસો નાખ્યો.

પાટણનો બારોટ, આશ્રીત બારોટ ઉલટો મહારાજને આજ્ઞા કરતો હોય–શીખ દેતો હોય તેમ બોલતો હતો. સૌ સૈનિકો આશ્ચર્યથી જોઇ રહ્યા. સિદ્ધરાજ મહારાજની ધીરજ ખુટી ગઈ, અહંતાનો ઉભરો આવ્યો, આંખ ફેરવીને બોલ્યો.

"તમારી સલાહની જરૂર નથી. બારોટ ફરી કહું છું દૂર રહો—"

"હું પણ ફરીથી કહું છું, મહારાજ ! કે એ નહિ બને. અમારાં મડદાં પડે તે પહેલાં નહિ બને. અમે મુડદાં બનીશું તે પહેલાં બીજાં ઘણાં મુડદાં પડયાં હશે. મારા પાટણના રાજા ! ઘેલછા છોડો, એક મજૂરણમાં તે તમે શું દીઠું ?—"

સત્ય એવી વસ્તુ છે જે અણગમતું હોય તો બહુ ડંખે. સૌ સૈન્યની આગળ બારોટે રાજાની નિર્બળતા આગળ કરી, તેને સર્પ દંશ લાગ્યો. તે ક્રોધથી ધુંધવાઈ ગયો.

"સબુર બારોટ ! એક અક્ષર વધુ નહિ બોલતાં દૂર થજો."

"મહારાજ ! આપની સેવા કરી છે તે શું પાછો હઠશે ! આગ્રહ જ હોય તો યોગ્ય આદર કરવા તૈયાર છું."

બારોટે તલવાર નાગી કરી વીંઝી. પાટણનો બારોટ આજે

વિફરી બેઠો હતો. સિદ્ધરાજ મહારાજ છેક ચીડાઈ ગયા. બારોટો પર તુટી પડવાની એમણે આજ્ઞા કરી, હુકમને આધીન સૈનિકો તુટી પડ્યા.

સિદ્ધરાજ મહારાજે આ કતલમાં ભાગ લીધો નહિ, બારોટો પર તલવાર ચલાવવી એ તેમને ગમ્યું નહિ. તે દૂર ઘોડાને ઉભો રાખી જોઈ રહ્યો. પોતાના જ સૈનિકોને પોતાના જ માનીતા બારોટોને કાપતા જોઈ રહ્યો. અને બારોટો પણ તલવાર ફેરવી જાણે છે તે જોઈ રહ્યો. મૂલદેવ બારોટે જીવનપર્યંતનું શુરાતન જાણે સંગ્રહી રાખ્યું હોય તેવું વીરત્વ દાખવ્યું. અનેકનાં શિર ધડ પરથી જૂદાં કરી છેવટે ચારે તરફથી ઘેરાઇ જતાં એમનું શિર પડ્યું. રાજાને તે જોઈ કમકમાં આવ્યાં. મનથી બોલાઇ ગયું "શાબાશ!"

માર્ગ ખુલ્લો થયો ને સૈન્ય આગળ ધપ્યું. જસ્માને પકડવા મહારાજે અગાઉથી હુકમો દઈ દીધા, ફરીથી વાદવિવાદ કરવા તે તૈયાર નહોતા.

બિચારા ઓડ લોક નાસે જતાં હતાં. તેને સૈનિકોએ આવી અટકાવ્યાં અને જસ્માની માગણી કરી.

પણ તે જસ્મા આપવા તૈયાર નહોતાં. જસ્માનો પતિ આગળ આવ્યો, એણે ના પાડી. "અમે જીવતાં છતાં તે નહિ બને." બસ થઇ રહ્યું.

બારોટોનું લોહી રેડી હિંસક બનેલી પાટણની સેના તુટી પડી. ઓડ લોકોએ પોતાના સાધનોથી બનતું રક્ષણ કર્યું. પણ ક્યાં તે અને ક્યાં પાટણના કસાયલા સૈનિકો!

થોડો વખત વીતે તે પહેલાં તો લોહીની નદીઓ વહી હજારો રંક ઓડ અને ઓડણો મુડદાં બની ગયાં. મેદાન ખાલી થઇ ગયું ઓડનાં બાલકાં અને બાળકો ચીસાચીસ કરતાં અહીંતહીં ભાગ્યાં. જસ્માના કુટુંબીઓ સૌ કતલ થઇ ગયાં. કોઈ પણ ભોગે જસ્માને જીતવી હતી. સિદ્ધરાજ મહારાજ જોઇ રહ્યા. સિદ્ધરાજે ઘણાં યુદ્ધ જોયાં હતાં પણ આવું યુદ્ધ નહોતું જોયું. અમાનુષિક સંહાર તેમનાથી જોવાયો

નહિ. તેણે પોતાના સૈનિકોને વાળવા બુમ પાડી. રખેને જસ્મા પણ સૌ ભેગી કપાઈ જાય તે ચિંતા હતી. બચી ગયેલી કેટલીક સ્ત્રીઓમાં જસ્મા હતી તે આગળ ધપે જ જતી હતી. પરંતુ પોતાના ખાતર હોમાતા જીવોની કરૂણ ચિસોથી તે અટકી. તે આગળ આવી. તેણે પણ રાજાને સંબોધી બુમ પાડી. "થોભ, રાજા! થોભ! ક્ષત્રિયોના શૂરાતન શરમાય છે. થોભ!"

રાજાએ સૈનિકોને થોભાવી દુર કર્યા.

"આ બધો રાક્ષસી સંહાર શા માટે! બિચારા ઓડ લોકે તમારૂં શું બગાડ્યું?"

"તારે માટે જસ્મા?"

"મારે માટે?"

"હા."

જસ્માની આંખમાં ન સમજાય તેવું તેજ હતું. એના હૃદયમાં શું હતું તે કહેવું મુસ્કેલ હતું. એના મુખ પર અકળ શાંતિ અને ગૌરવ હતાં. એનું સૌંદર્ય—માનુષિક કરતાં દૈવી હોય તેમ જણાતું હતું. તે બોલી. "મારે માટે આ સંહાર! મારે માટે! જે થયું તે ન થયું થવાનું નથી. પણ રાજા! એક કામ કરો. મારી સાથે અસંખ્ય નરનાર—ગરીબ માણસો આવ્યાં અને આમ હણાઈ ગયાં, ક્રૂર રીતે હણાઇ ગયાં. એ અવગતીયાં થશે. મને પ્રથમ એમને અગ્નિસંસ્કાર કરવા દ્યો. પછી તમારા ફરમાનનો હું જવાબ આપીશ."

પ્રચંડ ક્રોધાગ્નિની રાજાએ જ્યાં બીક રાખી હતી, ત્યાં અજબ શાંતિ તેણે જસ્મામાં જોઈ. એ શાંતિની ભયંકરતા તેની અંધ આંખો જોઇ શકી નહિ. તેને આખરે બાજી જીતાતી લાગી. એણે તત્પરતાથી કહ્યું. "હુકમ કરો જસ્મા, શું ઇચ્છા છે?"

"જે જે મૃત્યુશરણુ થયાં તેમને વિધીસર અગ્નિદાહ દેવાની મારી પ્રથમ ફરજ છે. તેની તૈયારી કરો," જસ્માએ જોઇતી સામગ્રી જણાવી.

રાજાએ હુકમો દીધા અને સંધ્યાકાળ થાય તે પહેલાં તો મોટી ચિતા ખડકાઇ. સુખડનાં કાષ્ટ પણ મૂકાયાં. પુષ્પ અબીલ ચંદન પણ રજુ થયાં. પાટણમાં જાણ થતાં બારોટોના સંબંધીઓ અને પૂરજનો પણ આવી પહોંચ્યાં. અગ્નિદાહની વિધી થઈ.

જસ્માએ જાણે જોગમાયા હોય તેમ ચુંદડી, હાડી મોડીઓ પહેર્યો, અને આડ કરી. વીણી વીણી એણે પોતાના કુટુંબીઓનાં, જ્ઞાતિજનોનાં–બારોટોનાં મુડદાં ચિતા અંદર નંખાવ્યાં, અને છેવટ પોતાના પતિનું મુડદું પણ મૂકાવ્યું. ઘી હોમીને અગ્નિદાહ દીધો.

ચિતાની જ્વાળાઓ ભભૂકી ઉઠી.

રાજા–સૈનિકો જોઈ રહ્યા. પુરજનો કંપી રહ્યા. રાજાનું ચિત્ત જસ્મામાં જ હતું. તેણે ધાર્યું. 'હવે જસ્મા જવાબ દેશે.'

જસ્માએ દાહ દીધો અને રાજા સામે જોયું–"પાટણના રાજા! ઉંચે જો. આકાશના દેવો ભભુકતી ચિતાની જ્વાળાઓ જુએ છે."

અને યંત્રવત્ રાજાએ ઉંચું જોયું. આકાશમાં દેવો ન હતા પણ ગીધ સમડીઓ જેવાં હિંસક પક્ષીઓ લોહીથી આકર્ષાઈ ઉડી રહ્યાં હતાં. કારમી ચીચીઆરીઓ પાડતાં હતાં. રાજાએ તુરત જ નજર નીચે ખેંચી લીધી. પણ તે પહેલાં તો જસ્મા બળતી ચીતા વચ્ચે બેઠી હતી. શાંત અને નિશ્ચય જાણે એકાએક કો દેવી પ્રગટ થઈ હોય! રાજાએ નજર નીચે કરી અને તેના કાને શબ્દો પડયા. "પાટણના રાજા! મારો છેલ્લો જવાબ સાંભળી લે–મારો શાપ સાંભળી લે. જગતમાં સૌ જીતાશે. સ્ત્રીનું શિયળ જીતાશે નહિ. અને નહિ જીતાય ત્યાં સુધી જગત ટકશે પછી પ્રલય થશે. અને તારો તો નિર્વંશ જજો. રાજા થઈ જેણે સત્તાનો ઉપયોગ પાપવૃત્તિઓ પોષવામાં કર્યો તેનો વંશ જ ન હજો."

રાજાએ શાપ સાંભળ્યો પણ કમકમ્યો નહિ. એના મનનો ભાવ જુદો હતો. આકાશમાં નજર કરી નીચે જોયું. જસ્મા ઉભેલી જણાઇ નહિ. તેને જોઇ ત્યારે ચિતા વચ્ચે બેઠેલી –શાંત શબ્દે તેને સંબોધતી–

શાપતી દેખાઇ. રાજાને જસ્મા આખરે હાથથી–છેતરીને ચાલી જતી જણાઇ. જે રૂપે તેને ગાંડો કરી મૂક્યો હતો તે રૂપ જ્વાલાઓ વચ્ચે જલી જતું જણાયું. એના હૃદયનો ભાવ બળ કરી જીભ પર આવી આર્ત નાદે પોકારી ઉઠ્યો. જાણે જસ્માને ચિતામાંથી ખેંચી લાવવા માગતો હોય તેમ આગળ ધસી બાલી ઉઠ્યો, " ઓહ જસ્મા! જસ્મા! આવાં તમારાં રૂપ અગ્નિમાં...... "

" એ રૂપને ય મારા શાપ છે. જે રૂપે કરી મારી જાતિનો સંહાર થયો તે ઓડ જાતિમાં પ્રભુ કદિ રૂપ ન દેજો. "

હજી યે જાણે જસ્માને બહાર કાઢી સમજાવી શકાય તેમ હોય તેમ રાજા છેક ચિતા સુધી દોડી ગયો અને વિનવતો બાલ્યો. " બહાર આવો, જસ્મા! પાટણને ગોંદરે આવ્યાં પણ મારા મહેલ શોભાવ્યા નથી. "

જસ્મા વચમાં જ બાલી–રાજાને ઉંચો હાથ કરી વાળતી બાલી– ઉંચા સાદે બાલી–" કુડ ભાવે તલાવ ગોડાવ્યાં. રાજા! એ તળાવમાં નીર નહિ ટકે. અને ચિતાની જ્વાળામાં બળતી શાપું છું કે મોટા તારા મહેલો પડી પાધર થશે. બસ. પાટણના રાજા! વધુ બાલીશ, વધુ શાપીશ. " અને પછી જસ્માએ પોતાના ધણીને સંભાળીને ખોળામાં લીધો. છેવટની પ્રાર્થના કરતી હોય તેમ ઉંચે અંતરિક્ષમાં જોયું અને એક ક્ષણમાં તે ભભુકતી જ્વાળાઓમાં સમાઇ ગઇ, અદશ્ય થઇ ગઇ.

પાટણનો રાજા એ જ્વાલાઓના તાપથી દાઝતો દિંગ્મૂઢ જોઇ રહ્યો અને પછી પોતાની પાગલતા પર એક નિઃશ્વાસ નાંખી અવનત મુખે ચાલ્યો ગયો, રાત્રિના અંધકારમાં પાટણ તરફ ઘોડાને દોડાવી મૂકયો. બીજે જ દિવસે તે માલવના યુદ્ધમાં જોડાવા પાટણ છોડી નિકળી પડયો.

યોજન યોજન ફરતા દેખાઇ આવતા ચિતાના પ્રકાશે રાજાના પાપ પ્રગટ કર્યાં. આખા પાટણમાં–રાજ્યમાં હાહાકાર વર્તાઇ ગયો.

*

પાટણનાં અગણિત ખંડેરો જોનારને હજીએ એક અખંડિત સ્મારક નજરે ચડે છે. અને તે જસ્મા ઓડણની દહેરી. પૂર્વ તરફ મૂખ કરી સતીત્વની વિજયપતાકા સમી–સિદ્ધરાજ જયસિંહની ઉજ્વલ કાર્કીર્દી ઉપર મુંગી ટીકા સમી, બંધ બારણે મર્યાદિત સાદી શોભાથી શોભતી–સુકાઇ ગયેલી સરસ્વતિ નદીના કિનારે દૂર દૂરથી દેખાઇ આવતી નાની પણ ઉંચી દહેરી–જસ્મા ઓડણની દહેરી હજી યે ઉન્નત મૂખ કરીને ઉભી છે. અને સ્ત્રી જાતીના ગૌરવની સાક્ષી પુરે છે.

એ જસ્મા–એક ઓડણ, એનું સ્મારક અખંડીત ઉભું છે, જગતને કંઇ કંઇ મુંગો બોધ દેતું ઉભું છે. જયસિંહ મહારાજના ભવ્ય સહસ્ત્રલીંગનાં તો આછાં એંધાણો રહ્યાં નથી. જે સ્થળે સહસ્ત્રલીંગ હતું એમ કહેવાય છે ત્યાં તો રેલવેના પાટા મશ્કરી કરતા વચમાં થઇને ચાલ્યા જાય છે.

પરંતુ આ સ્થળ સ્મારકો કરતાં ય વધારે અમર સ્મારક તો જસ્મા પાછળ મૂળદેવ બારોટના દીકરાએ ઉભું કર્યું છે. જસ્માનો આખોયે પ્રસંગ તેણે નીડરપણે રાસમાં ઉતાર્યો–કરૂણ શબ્દોમાં ઉતાર્યો. હજી યે ગુજરાતભરની યુવતિઓ અને કન્યાઓ જસ્માનો રાસ વીધવીધ રૂપમાં–રૂંવાં ખડાં કરે તેવી રીતે ગાય છે અને ગુજરાતીઓ જ્યાં સુધી ગુજરાતી ભાષા બોલશે ત્યાં સુધી ગાયા ગવરાવ્યા કરશે કેઃ–

**"ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે**
**સાચો અબળો પેલો સોલંકી સિદ્ધરાજ**
**જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણી રે**

.................................

.................................

અને એ જ સોલંકી સિદ્ધરાજ મહારાજ એક રાસામાં બોલે છેઃ—

**"જસ્મા ! મારાં મોટાં હતભાગ્ય,**
**કે જન્મ્યો ન હું તમ ઘરે ખોલકો રે"**

વાર્તા ૨૭

# બલિદાન

સિદ્ધરાજ મહારાજે પાટણનાં દુ:ખ ભાગવા બંધાવેલા સહસ્રલીંગમાં નીર ટકતું ન હતું. ભવ્ય તલાવની યોજનામાં કલાકારોએ પોતાની કલા કસી હતી. કિનારા ફરતી સહસ્ર દેહરીઓમાં બીરાજતાં સહસ્ર લીંગો–શિવનાં લીંગો પણુ સુકાઈ જતાં, તે તલાવમાં પાણી લાવવા સમર્થ ન હતાં. સહસ્રલીંગ પર જસ્માના શાપ બેઠા હતા. પાટણનાં પુરજનો પાણીના ત્રાશે કકળતાં હતાં–એ શાપને વહોરનાર જયસિંહ મહારાજને દુ:ખનું કારણભુત માની રાજાને ઉપલંભતાં હતાં.

સહસ્રલીંગ બંધાયે બારબાર વર્ષો થયાં–વરસેવરસે મોં માગ્યા મેહ વરસ્યા–પથ્થરના આરાઓ બાંધેલા વિશાળ તલાવમાં એક ટીપું પણુ ન ટકે. વર્ષાનું પાણી ધોધબંધ ચાલ્યું આવે. તલાવના તળીયે અડયું ન અડયું ને અદશ્ય થાય—જાણે નીચે પાતાળે પહોંચે તેવા નળો મૂકયા હોય. શો ગજબ! પાણી વિના પ્રજા ટળવળે—ભવ્ય સુંદર તલાવને નિરખે ને નિશ્વાસ મૂકે–આનો ઉપાય–કંઈ ઉપાય–પાટણનો રાજા કંઇ માર્ગ નહિ કાઢે? પ્રજા તરસી રહેશે? મહાસામ્રાજ્યની રાજ્યધાની પ્રખ્યાત પાટણમાં પ્રજાને નહાવા ધોવા પુરતું પાણી નહિ મળે? રેતાળ પ્રદેશની અગ્નિમાં તે શેકાતી રહેશે?

માલવાના યશોવર્માને પરાજીત કરી, પિંજરમાં પુરી વિજય-પતાકા ફેરવી મહાયશ લઇ આવતા સિદ્ધરાજ મહારાજને પાટણની ગર્વી પ્રજાએ ઘણુંઘણું માન દીધાં–પણ પ્રજાનાં દુઃખ મહારાજ નહિ ફેડે ?

પ્રજાનો કકળાટ વધતો જાય છે—નગરચર્ચામાં રાજાના કાન ફુટી જાય તેવાં વેણુ લોક બોલે છે–કંઈ ઉપાય–કંઈ ઉપાય–સતીના શાપનો કંઈ ઉપાય ? ચિતામાં જલતી–બળતી જસ્માએ દીધેલા શાપનું કંઈ નિવારણુ ?

પ્રધાને ઉપાય સૂચવ્યો–સભા બોલાવો, પંડીતોની–વિદ્વાનોની–જોષીઓની સભા બોલાવો. શાપનાં નિવારણુ ન હોય તેમ બને નહિ.

સહસ્રલીંગ જયસિંહના હૃદયમાં ખુંચતું હતું. જસ્માંનો શાપ તેમને યાદ હતો–શાપ દઇને ય જલી જનાર જસ્માનો સૌંદર્યભંડાર સિદ્ધરાજ મહારાજનો છાની સ્મૃતિનો મધુર વિષય હતો, એ સતીનો શાપ ફરે નહિ તેમ એમનો ઉંડો વહેમ હતો છતાં તેમણે સભા બોલાવી.

પાટણના પંડિતો–જોષીઓ—કર્મકાંડી સનાતનીઓ, વિદ્વાનોમાં ખપતા અનેક જનો એકઠા થયા. પોથીઓ જોઇ, ચર્ચા કરી; પણ પ્રમાણ જડયું નહિ. શાપનાં પુરાણોનાં નિવારણો તાજાં કરી જોયાં પણ સંતોષકારક ઉત્તર જડયો નહિ. એક વયોવૃદ્ધ જોષીએ હિમ્મત કરી સૂચન કર્યું. “ મહારાજ! પ્રશ્ન મૂકો—ખરા હૃદયથી પ્રશ્ન મૂકો—સહસ્રલીંગમાં પાણી લાવવાં હોયે તો શુદ્ધ અંતરથી પ્રશ્ન મૂકો ને હું કુંડલી બનાવું ગ્રહો માંડું ને જવાબ જડે તો પાટણનાં ભાગ્ય. ન જડે તો થઇ રહ્યું. જ્યોતિષની ઉપાસના સાઠ સાઠ વરસોથી કરતો આવ્યો છું. મારી ઉપાસના સાચી હશે તો ફળશે–જવાબ મળશે. નહિ તો જેવું ભાગ્ય. મહારાજ ! પ્રશ્ન મૂકો !”

સભા ધ્યાનથી વૃદ્ધ જોષીને સાંભળી રહી. મહાચક્ર સમી મોટી પાઘ ધારણ કરેલી–ત્રિપુણ્ડ તાણેલી, હાથમાં તાડપત્રની પોથી લીધેલી ત્રિલોચન પંડિતની પ્રચણ્ડ મૂર્તિને સભા જોઇ રહી—“ હા, મહારાજ !

પ્રશ્ન મૂકો–એજ છેલ્લો ઉપાય છે.' બીજા જોષીઓએ સમર્થન આપ્યું અને સિદ્ધરાજ મહારાજ ક્ષણભર વિચારી બોલ્યા. "જોષીરાજ, જસ્મા સતીએ મને શાપ્યો–તેનું ફળ મારી પ્રજા ભોગવે છે–એ સતીના શાપે કુંણા બનશે કે ? સહસ્ત્રલીંગના પાણી મારી પ્રજા પીએ તેવો ઉપાય એ સતી સુજાડશે કે ?"

જોષીએ ઘટિકા પળ–વિપળ ગણી કુંડળી મૂકી–પંચાંગ પત્રિકા જોઈ ગ્રહ ટપકાવ્યા હાથના વેઢા ગણી ગણતરી કરી કંઇક આછા સ્મિત સાથે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું.

"મહારાજ ઉપાય છે. શાપનું નિવારણ સતી સૂચવે છે. સહસ્ત્રલીંગ મધ્યમાં માનવ રક્ત સિંચાય ને ધરા તૃપ્ત થાય તો જ સોષાઈ જતાં જળ સરોવરમાં ટકે–શાપે તપેલી સહસ્ત્રલીંગની પૃથ્વી બલિદાન માગે છે--બલીદાન દો."

"બલીદાન ! માનવ રક્તનું ?" મહારાજે પૂછ્યું–"હા મહારાજ માનવ રક્તનું ! જે માનવિ હૈયાના ઉમળકે ભોગ દેવા આગળ આવે તેનું–સ્વચ્છાએ દીધેલું શુદ્ધ બલિદાન. સૂચન સ્પષ્ટ છે—"

જોષીએ ગ્રહો સમજાવ્યા–રાશિ ભાવ પરત્વે તેનું ફલ સમજાવ્યું. સભાએ તે મંજુર રાખ્યું. ને એકે અવાજે કહ્યું "મહારાજ ! બલિદાન દો."

*

પાટણમાં ઢેરા પીટાયા. સહસ્ત્રલીંગ માનવ રક્ત માગે છે જે સ્વેચ્છાએ દેવા તૈયાર હોય તે આગળ આવે. પ્રભાત થતામાં તો ઢંઢેરો પાટણને ખુણે ખુણે પીટાઇ ગયો—સૌ કોઇને સભાનો નિર્ણય જણાઈ ગયો—સમજાઈ ગયો—ખુબ ચવાઇ ગયો ને ચર્ચાયો. સૌ રાજગઢ અને પ્રજાજનો આતુરતાથી જાણવા જોવા માગે છે, કે કોણ તૈયાર થાય છે. પણ પોતે તૈયાર થવાની જરૂરીયાત કોઈ વિચારવાનું નથી પ્રભાતના મધ્યાન થયા–મધ્યાન નમ્યો–સંધ્યા ઢળી આખા પાટણમાંથી શું કોઈ વીર નહિ નિકળે? ઘણા મળી આવશે તેમ માનનાર ડાહ્યાઓ

રાજમહેલની ડેલીએ જોઈ રહે છે. કોઈ આવતું નથી અરે ફરીથી સાદ પડાવો, શિંગડું ફુકાવો, કોઈ કદાચ જાણતું ન હોય. રાત્રિ પડતાં પાટણમાં ફરીથી સાદ પડનારનો બુલંદ અવાજ સંભળાય છે. શિંગડું ફુંકાય છે. રાતે આખું પાટણ પાણીના દુઃખની વાત કરે છે. બલિદાન દેવા કોણ આવે છે તે વિચારે છે. જે તે જાણવા વહેલું પ્રભાતે ઉઠે છે.

આમને આમ સાત–સાત દિવસનાં વહાણા વાય છે ને દિવસ આથમે છે. સવારસાંજ વિધ વિધ રીતે જાહેરાત દેવાય છે. પાટણની સમસ્ત પ્રજાનું દુઃખ ટાળવા પ્રજામાંથી એક પણ મનુષ્ય જીવ દેવા તૈયાર નહિ થાય? પાટણનું નાક જશે? બ્રહ્મ પંડિતો ટોળે મળી એ પ્રશ્ન શોચે છે, વીર ક્ષત્રિયો આ શું? કહી ધુંવાપુંવા થાય છે. વૈશ્યો ચિંતામાં પડયા છે ને બીજી પ્રજાને પાણી ચડાવે છે. પણ કોઇ ફરકતું નથી. સાતમી સંધ્યા નમે છે. છેલ્લું શિંગડું ખૂબ જોરથી ફુંકાય છે, સાદ પાડનારનો સાદ ફાટી જાય છે.

"મારૂં ગળુએ બેસી ગયું, તું સાદ દે." સાદ પાડનાર વૃધ્ધે સાથે ફરતા જુવાનને કહ્યું. શિંગડું લઈ, ઢોલ લઈ સાદ પાડવા અસ્પૃશ્યોની નાની ટોળી નિકળે છે, તેમાં એક જુવાન કંઈ કંઈ વિચારતો કરે છે, એના મનમાં કંઈ કંઈ આલોચાય છે.

"હું જ સાદ દઇશ. દાદા મારે દેવો જ જોઇએ. મારૂં દિલ એમ જ કહે છે." જુવાને ન સમજાય તેવી દઢતાથી કહ્યું. સૌ કંઇક આશ્ચર્યથી તેના સામું જોઇ રહ્યા.

"મયા! કેમ તારી આંખ તેજ મારે છે–કેમ આમ બોલે છે?:'

": દાદા! સાદ પાડી તમે ગળુ બેસાડી દીધું, શિંગડુ ફુંકી આણે ગળુ ફુલાવી દીધું કોઇ પાટણમાંથી સળવળતું નથી, કાલે મુદત પુરી થશે. પાટણનાં દુઃખ શું ઉભાં રહેશે? સતીનો શાપ સંતોષવા કોઇ જીવ આખા પાટણમાંથી નહિ જડે? દાદા, કાલ પરભાતે ડેલીએ ખબર દો હું તૈયાર છું. મારા લોહીથી સહસ્ત્રલીંગની ધરતી ધરપાવવા હું મારાં દિલથી ખુશી છું."

સાદ પાડતા પાડતા ગામના શિમાડે પોતાના રહેવાસ તરફ તે આવી પહોંચ્યા હતા. વૃધ્ધે મયાની આંખ જોઇ લીધી, " મયા, તારી માને, વહુને પૂછયું ? "

" આજ રાતે પૂછીશ તમે મોટા છો. પહેલાં રજા આપો ! "

" બાપુ એમ બને એવાં આપણાં ભાગ્ય કયાંથી ?–આપણને દેખી ગાઉ ગાઉથી માણસો અભડાઇ જાય છે. કોટે થુંકવા કુલડીઓ બંધાવે છે. પગલાં ભુંસવા પીઠે સાવરણીઓ રાખવી પડે છે. મયા ! ઢેડનું લોહી વાણીયા બ્રાહ્મણને ખપશે ? "

બીજા બોલી ઉઠયા. " ન ખપે તો કેમ કોઇ દેવા આવતું નથી ? "

" એ લાભ આપણને મલે તેમ સતીની મરજી જણાય છે. " મયાએ પ્રત્યુત્તર દીધો. તેનાં ભવાં પર નિશ્ચય દઢ થતો હતો. એની મજબુત દેખાવડી ઉજળી કાયા કંઇક આવેશમાં કંપતી હતી.

એ રાતે આખું પાટણ ચિંતામાં પડયું હતું. કાલ બલિદાનનો દિવસ હતો–જોષીઓએ નિર્મ્યો હતો. પણ હજી કોઇ આગળ આવ્યું ન હતું. પાટણની નિર્માલ્યતા ઉપર સૌ કોઇ ધિક્કાર વરસાવતું હતું. અને સૌ કોઈ મનથી વિચારતું હતું કે અમુક ખાસ કારણ ન હોત તો તે જરૂર ભોગ દેત. એ રાતે પાટણ શહેરથી દૂર દૂર આવેલા ઢેડવાડામાં એક નાના ઘરની ઓસરીમાં દીવાના ઝાંખા પ્રકાશમાં મયો તેની માની રજા માગતો હતો-સારો ઢેડવાડો એકઠો મળ્યો હતો. " મા રજા દે."

" બેટા એકનો એક તું—"

" એક જ મણુસની જરૂર છે મા ! "

" પણ આખા પાટણમાંથી કોઈ નહિ ને તું ! "

"જસ્મા દેવી મનેજ માગે છે–સાત સાત દિનથી મને બોલાવી રહ્યાં છે–"

" એમ ! "

"હા, મા. મારૂ દિલ દુભવીશ નહિ–મારો નિશ્ચય જ છે. આશિષ

દે. પાટણનાં દુઃખ ભાગશે. એનાથી વધારે આ ‘હલકા’ અવતારમાં મારાથી શું થઈ શકે તેમ છે?”

“વહુનો વિચાર કર્યો–?”

“તું આશિષ દે–મારી પર એની સાચી પ્રીત હશે તો મને તે નહિ જ રોકે–” ઘરની બારસાખે લપાઇ બેઠેલી વહુ બોલી. “સાસુજી! પ્રથમ એ તમારો દીકરો છે. મારો વાંધો જોશો નહિ. પર કાજે એમની કાયા હોમાશે પણ એ જુગ જુગ જીવતા રહેશે. હું એને સંભાળી સંભાળી જીવીશ ને જગતને જણાવીશ કે મયાની ઘરવાળી એ સતી હતી.”

માતાના દિલના તાર કંપ્યા. પોતાની કુખે કોઇ ઉંચો જીવ જન્મેલો તેને જણાયો. મયાના બલિદાને પોતાની ઇકોતેર પેઢી તરી જશે તેમ ભાસ્યું. વહુના જવાબે તેમની છાતી ફુલી.

“મયા!–”

“મા, આશિષ દે–કાલ પ્રભાતે વહેલા રાજ દેવડીએ હાજર થવું છે,”

“ધન્ય મારા દીકરા–ભગવાન તને દેવ બનાવે,”

આખો ઢેડવાડો એકઠો થયો હતો. મયાનો નિર્ણય પ્રસિદ્ધ પામ્યો હતો. રાતે આનંદ ઉત્સવ કરી સવારે વાજતે ગાજતે જવાનો ક્રમ ગોઠવી દીધો. મહા મંગલ પ્રસંગ હોય તેમ ભજનોની ધુન જામી. રાસડાઓની ઝટક જામી. જસ્માનો ગરબો પરમ શ્રદ્ધાથી ગવાયો.

પ્રભાતે વહેલું એક સ્ત્રી પુરૂષોનું ટોળું ગાતું રાજદેવડી તરફ જતું હતું. જતાં જતાં ડરતું હતું. કોઇને આવતા દેખીને પુરૂષો મોટે સ્વરે ચેતાવતા હતા. “માબાપ આઘા રહેજો! વહેલા ઉઠનાર અસ્પૃશ્યોના આ સરઘસથી–હિંમતથી કંઈક છંછેડાઇ આશ્ચર્યથી પૂછતું. અલ્યા શું માંડયું છે અત્યારમાં” રાજદેવડીએ સૌ પહોંચ્યા. ને ખબર અપાઈ કે મયો લોહી દવા તૈયાર છે. રાજગઢમાં ખબર પ્રસરી ગયા. પાટણમાં વાત ફેલાઇ ગઇ. એક રજપુરૂષે ગઢની બારીએ આવી પૂછયું. “કોણ તૈયાર છે?”

મયો આગળ આવ્યો. “બાપા! હું તૈયાર છું. ખરા દિલથી તૈયાર છું. મારૂં લોહી સ્વીકારો.” વૃધ્ધો આગળ હતા તેમણે હાથ

જોડયા ને કરગરતા બોલ્યા. "માબાપ! ગરીબ પર એટલી કૃપા કરો. અમારા મયાનું લોહી લો ને પાટણનાં દુઃખ ટાળો!"

વિદ્વાનોની સભા ફરીથી ભરાઇ. મયો અસ્પૃશ્ય છે. સહસ્રલીંગની ધરા તે રક્તથી સંતોષાશે? સનાતની પંડિતોની શંકા પરથી રાજાએ જોષીને પૂછયું. ત્રિલોચન પંડિતે અકળ સ્મિત કર્યું. "મહારાજ પૃથ્વી માતાને બધાં બાલ સરખાં છે. માતા હૃદયને જુએ છે. પવિત્રતાને જુએ છે, નહિ કે બાહ્ય ઉંચ નિચના બંધનોને. પર દુઃખે જીવ દેવા તૈયાર થનાર મયો બ્રાહ્મણોનો બ્રાહ્મણ છે."

બલિદાન માટે મયો સ્વીકારાયો. પાટણે રાહતનો શ્વાસ લીધો.

*

સહસ્રલીંગ પર માનવ મેદની જામી હતી. આખું પાટણ રક્ત બલિદાનની ક્રિયા જોવા ઉલટી પડ્યું હતું. ચારે તરફ આરાનાં પગથીયાં ભરાઇ ગયાં હતાં. બાળ, વૃદ્ધ, સ્ત્રી પુરૂષ સૌને આ અદ્‌ભૂત બલિદાન નિરખવાની ઇંતેજારી હતી. સહસ્રલીંગની મધ્યમાં કેટલીક જગા જૂદી રોકવામાં આવી હતી. ત્રિલોચન પંડિત મયાને પાટલે બેસાડી મંત્રોચ્ચાર કરતા હતા અને જલની અંજલીઓ દેતા હતા. બીજા પંડિતો, રાજપુરૂષો અને ખુદ સિદ્ધરાજ મહારાજે બાજુમાં સમીયાણામાં બીરાજ્યા હતાઃ સૂર્ય મધ્યાન્હે આવતો હતો. સહસ્રલીંગની આરસની દહેરીઓ તડકામાં ચળકતી હતી–ફક્ત મયાની જાતિનાં સ્ત્રી પુરૂષો છેટેથી વૃક્ષો પર ચડી આ ક્રિયા નિરખવાના મુશ્કેલ પ્રયત્ન કરતા હતા–બલીદાન લેવા પાટણની જનતા તૈયાર હતી પણ તેમના માટે સ્થાન આપવા તે તૈયાર નહતી.

નાનો હોમ વચમાં કર્યો હતો; વિધિસર બ્રાહ્મણોના શ્લોકોચ્ચાર સાથે તેમાં ઔષધિઓ હોમાતી હતી. પૃથ્વીને સંતોષવાના, જળ દેવતાને આમંત્રણ દેવાના મંત્રો ઉચ્ચારાતા હતા–સતીના શાપ શમે તેવાં શક્તિ સ્તુતિનાં સ્તોત્રો બોલાતાં હતાં–હોમ વિધિ પુરી થઇ–છેલ્લો

હોમ–રક્ત દાન દેવાનું મુહુર્ત આવ્યું. મયાનું પુજન થયું–તેના શિર પર પુષ્પો ચઢયાં–તે ઉભો--શિર નમાવી ઉભો- વધ કરનાર નાગી તલવાર લઇ તૈયાર થયો--જોનાર જનતા કંઇક કંપી ઉઠી.

જયસિંહ મહારાજ બોલ્યા—"મયા ! મારા પાટણની ખાતર તું પ્રાણ આપે છે. માગ--માગી લે તે હું તારા કુટુંબ માટે આપવા તૈયાર છું."

મયાએ ઉંચું જોયું. "મહારાજ ! મારૂં બલિદાન સ્વીકારો છો, એજ પાટણને મોટો ઉપકાર છે. મારે કંઇ માગવાની ઇચ્છા નથી ફક્ત મારી જ્ઞાતિનો વિચાર કરજો." એણે પોતાની માતા, પત્ની, જ્ઞાતિજનોને જોવા ચારે તરફ વૃથા નજર ફેરવી, તે તો ઘણે દૂર દૂર અદશ્ય હતા, તેમને ત્યાં આવવા અધિકાર નહતો, મયો સમજ્યો ને બોલ્યો.

"મહારાજ! ભગવાને અમને હલકી નાતમાં જનમાવ્યાં, પણ અમે એ માણસો છીએ એટલું વિચારમાં લેજો. બીજું મારે કંઇ કંઈ નથી માગવું."

"જરૂર મયા! હું તે પ્રબંધ કરીશ" અને એ વધ ઘડી આવી પહોંચી, વધ કરનારે તાપમાં ચકચક થતી તલવાર ઉગામી. મયાએ માથું બરાબર નમાવ્યું, મંત્રોચ્ચાર થયા, જયનાદો થયા, વાજીંત્રોના નાદ થયા, ને વીજળી પડે તેમ ચકચકતી તલવાર નમેલી ડોક પર પડી, શિર્ષ જુદું થઈ ઉછળી હોમ વેદિમાં પડયું, ધડ પછડાઈ પૃથ્વી પર પડયું ને રક્તની ધારાઓ ધગધગતી વહેવા માંડી. સહસ્ત્ર રશ્મિ સવિતા નારાયણ આકાશની મધ્યમાં સ્થંભી, સહસ્ત્રલીંગની મધ્યમાં હોમાયેલું આ અપૂર્વ બલિદાન વિસ્મયથી જોઈ રહ્યા, અને જરા વધારે બારીકાઇથી જોતાં તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો.

મયાના રક્તની ધારામાં બીજું કંઇ દેખાયું, સંતોષાયેલી ધરાએ છુપાએલાં નીર પાછાં પ્રગટ કરી દીધાં. સહસ્ત્રલિંગની વચમાંથી પાણી ઉભરાઇ ઉપર આવવા માંડયાં. ઝડપથી ઉભરાવા માંડયાં. જાણે ઘડીકમાં સહસ્ત્રલીંગ ભરી દેશે, સૌને એવો ભાસ થયો, ડુબી જવાની

બાકી સૌ ઊભા થઈ નાકા ને કિનારે જઈ જસ્માની—મયાની ગર્જનાઓ કરી, આકાશ ફાડી નાખ્યું.

સિદ્ધરાજ મહારાજ પણ તાજુબ થતા રાજપુરૂષો પંડિતો સાથે બહાર નિકળ્યા. સત્ય કે ભ્રમ પણ સહસ્રલીંગમાં જળની હેલીઓ વર્તાતી હતી. પાટણની જનતા ઘેલી બની જતી હતી.

અને એક વૃક્ષની નિચે છેટે છેટેથી મયાની મા-પત્નીને જ્ઞાતિજનો શું આશ્ચર્ય છે તે જોવા મથતાં હતાં. મહારાજની આજ્ઞાથી એમને નજીક જવા દેવામાં આવ્યાં. મધ્યમાં મયાનું ધડ ન હતું-શિર ન હતું-પણ જળ ઉભરાતું હતું. સિદ્ધરાજ મહારાજે પૂછ્યું. "માગો માગો તમે પાટણની લાજ રાખી છે' હું તમારે માટે શું કરૂં ?"

પાંચ સાત વૃધ્ધો વિનયથી નમતા નમતા બોલ્યા '. મહારાજ ! બીજું કંઇ નહિ આ ડોકેથી ને પીઠેથી સાવરણીઓ ઉતરાવો."

મહારાજે તુર્ત જ એવા હુકમ છોડયા—પાટણની પ્રજાએ વાંધો લીધો નહિ, લઇ શકી નહિ.

રાતે આકાશમાં મેઘ ગર્જ્યા–મૂશળધાર વરસાદ પડયા ને સહસ્રલીંગના કિનારા પાણીથી ઉભરાઇ ચાલ્યા. ધરતીએ આ વખતે પાણી શોષી લીધાં નહિ.

ત્રિલોચન પંડિતને રાજાએ ઇનામ દીધાં. પ્રજાએ માન દીધાં અને મયાના લોહીથી પવિત્ર થયેલાં સહસ્રલીંગનાં જળ સૌએ હર્ષથી પીધાં ને વાપર્યાં.

*

એ મયાની નાની દહેરી હજીયે ઉભી છે. જસ્માની ઉંચી દહેરી સામે જ તે આવેલી છે. સહસ્રલીંગનું તો નામ નિશાને નથી પણ પર કાજે રંકનું મહાન સમર્પણ હજીયે તે દહેરી પોકારે છે.જગતને બલિદાનનો મહિમા સમજાવે છે.